ॐ

OM

# हृदय विनोद.

# PASTIMES OF THE HEART

ભાગ બીજો

PART II

પ્રસિદ્ધ કર્તા

PUBLISHED BY

સનાતન ધર્મ સભાનો એક ગૃહસ્થ.

A FELLOW OF THE
THEOSOPHICAL SOCIETY.

મુદ્રાંકિત

PRINTED AT

"ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ

*The Gujerat Standard Press*

સુરત.

SURAT.

સંવત ૧૯૬૧. A. D. 1905.

ॐ

# OM

# हृदय विनोद.

# PASTIMES OF THE HEART

## ભાગ બીજો

## PART II


પ્રસિદ્ધ કર્તા

PUBLISHED BY

સનાતન ધર્મ સભાનો એક ગૃહસ્થ.

**A FELLOW OF THE THEOSOPHICAL SOCIETY.**

મુદ્રાંકિત

PRINTED AT

"ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ

*The Gujerat Standard Press*

સુરત.

**SURAT.**

સંવત ૧૯૬૧. A. D. 1905.



TO

**Mrs. ANNIE BESANT**

THESE

DEVOTIONAL PIECES

INSPIRED BY

HER FERVOUR AND TEACHINGS

**ARE**

GRATEFULLY INSCRIBED.

॥ वसन्त वल्लोकहितं चरन्तीं ॥

॥ सुबोध दात्रींच परार्थ मूर्ति ॥

॥ वसन्त नाम्नी वरदां हि देवीं ॥

॥ कथं नुभावो हृदि दर्शयामः ॥



# વિનતિ.

હૃદય વિનોદ નામનું જે પુસ્તક જનમંડળનાં પાદારવિંદ આગળ અર્પણ થઇ ચુકેલું છે તેનો આ બીજો ભાગ છે. એ પણ હરીકીર્તન, જ્ઞાન, ભક્તિથી ભરપુર છે એમ સુજ્ઞ વાંચનારને જણાયા વિના રહેશે નહીં.

આ બન્ને ભાગમાં જે જે કંઇ લખવામાં આવ્યું છે તે પોતાનાં અંતરના અને સ્નેહી મંડળના આનંદ માટે લખવામાં આવેલું છે. દરેક મનુષ્ય જે કંઇ કરે છે તે પોતાની યથાશક્તિ કરે છે, અને બધાની શક્તિ એકસરખી હોતી નથી. માટે આ ગ્રંથમાં અનેક દોષો હશે, કેમકે સર્વ સંપૂર્ણ, દોષ રહિત તો માત્ર શ્રીહરી વિના બીજું કોઇ નથી, અને આતો એક અલ્પજ્ઞની કૃતિ છે તેથી સુજ્ઞ મંડળ દોષ ઉપર દૃષ્ટિ નહિં કરશો એજ વિનય પૂર્વક વિનતિ છે.

આ બીજો ભાગ પ્રસિદ્ધ થવાનો બીલકુલ સંભવ નહોતો તે છતાં તે છપાઇને બહાર પડે છે તેનું માન મારા પરમ પ્રિયબંધુ રાજેશ્રી ડાહ્યાભાઈ મોતીરામને ઘટે છે. તેમણે જે કીધું છે તેને માટે આ પ્રસંગે મારે તેમનો મોટો આભાર માનવાની જરૂર છે.

એક બીજા બંધુ જેની સાથે મારે ઘણોજ નિકટનો સંબંધ છે અને જેને હું આત્મરૂપ માનું છું તેનાં પણ થોડાંક ભજન આ ગ્રંથમાં પ્રસિધ્ધ કરવામાં આવેલાં છે.

# અનુક્રમણિકા.

## ઇશ્વર સ્તુતિ.



## અધ્યાત્મક જીવને

## શિક્ષા.



ओम्

# हृदय विनोद

## भाग २.

## श्री ગુરૂદેવની સ્તુતિ.

### અનુષ્ટુપ.

શ્રી ગુરૂદેવ પાદાબ્જે, પ્રણમું શીશ પ્રીતથી
જોડી પાણી હીન વાણી, કહું છું વિનયે કથી
પંચ ઇંદ્રી પ્રપંચે હું, ચેતી ચેતી ન સંચર્યો
આધિ વ્યાધિ ઉપાધિથી, હીણ બુદ્ધિ છઉં ભર્યો
પામતાં પરિણામોને, પશ્ચાતાપે બળું અતી
અશ્રદ્ધાળુ મહા પાપી, થશે મારી કશી ગતી
પુરો ભવ ભયે ત્રાસી, નાશીને શર્ણ શોધતો

વંદિને ચરણારવીંદ, વીનવું આત્મ બોધતો
તપો નીધી જ્ઞાન નીધી, દયા નીધી કૃપા નિધી
ન જાણું હું પ્રસાદીને, પામવાની કશી વિધી
અદ્દ્‌વા તદ્દ્‌વા બકું બાળ, નહી જોશો તમે પ્રભુ
અંતરે ભાવ વર્તે તે, સત્ય જાણી લિયો વિભુ
બુડું છું બુડું છું નાથ, હું આ સંસાર સાગરે
પાણી પીને થયો ભારે, જીવ આ કેમ ઉગરે
તજ્યો માતે તજ્યો તાતે, સંતતિ પત્નિ બંધવે
પિતા માતા સખા બંધુ, સર્વ આપ કિધા હવે
સર્વ વ્યાધિ વિનાશાર્થે, પુષ્ટિ તુષ્ટિ વિવર્ધને
છો સમર્થો સુર વૈદ્ય, વિખ્યાતિ છે ત્રિભુવને
અજ્ઞાને અંધતા મારી, કાપજો જ્ઞાન અંજને
આપજો ઔષધિ શ્રેષ્ટ, અહંગ્રંથી પ્રભંજને
દુર્ગંધી અંતરે સંધે, સર્વાંગે પ્રગટી વ્યથા
મિટાડો તે કૃપા સિંધુ, થાઉં જેથી સુખી યથા
તેજ નીધી પ્રતાપી છો, રવી રૂપે મહી તળે
અંતરેથી અંધકાર, અવિદ્યા શિઘ્ર તે ટળે
તાપ હર્તા શાંતિ કર્તા અમી ઝર્તા શશી તમે
ત્રિવિધા ભવ તાપોની, તર્ત પીડા બધી સમે
શુધ્ધ અગ્ની સ્વરૂપે છો, પાતકો ભસ્મ થાય છે
પાવને વરૂણશ્રીની, મૂર્તી સાચી સુહાય છે

સિધ્ધિ બુધ્ધિ તણા દાતા, દેવ પાર્વતિ બાળ છો
ધર્મના ઉધ્ધાર કર્તા, વિષ્ણુજી વિશ્વપાળ છો
વિકારો દૈત્ય સંહારે, રૂદ્ર રૂપે વિરાજતા
જીવની ઉન્નતિ કર્તા, બંધનો છેદી ગાજતા
છો વેદાધ્યયને નિત્ય, પ્રપિતા કમળાસન
સચ્ચિદાનંદ સ્વરૂપે, છો મહેશ સનાતન
નિર્ધની ધન પામ્યો હું, રત્ન ચિંતામણી મળે
સર્વ સમૃધ્ધિ સંપન્ન, થતાં કષ્ટો બધાં ટળે
કામધેનુ કલ્પ વૃક્ષ, ભૂતળે મે પિછાણિયા
આશા પૂરી થશે મારી, વદું છું સત્ય વાણિ આ
મૂર્તી શ્રી મંગળાકારી, સર્વ દેવમયી લહું
શર્ણ પામ્યો શ્રેષ્ટ તેનું, નિત્ય દાસત્વને ચહું
શીશ નામી માગું સ્વામિ, કૃપા દ્રષ્ટિ કરો મને
પડે પિંડ પરંતુ હું, નહી મુકું પદાબ્જને

---

## લલિત છંદ.

પ્રથમ શ્રી ગુરૂદેવને સ્મરૂં., સ્મરંણથી હું અજ્ઞાનને તરૂં
પદસરોજમાં જીવ જો રમે, સકળ દુષ્ટ વીકારરે સમે ૧
વિમળ જ્યોતિનાં મંડળે લહી, મધુર મૂરતી મધ્યમાં રહી
પિયુષ પૂરતાં નેન નિર્મળાં, પુરણ મોહનાં પાત્ર છે કળ્યાં ૨

આત કૃપાળ ને છે દયાળરે, ઝળહળે સુ તેજસ્વિ ભાળરે .
હિત વસ્તુ સદા ભકતનું ઉરે, શુભ મનોરથો તેમના પુરે ૩
યશ વધારતા ભકતનો અતી, નવિન પ્રેરિને, શકિત સન્મતી
વશ થયા સદા નીજ ભકતને, વિજય ભકતનો,
શીખ જકતને ૪
નિરખનાર તે, એ નિહાળતા, મરમ જાણીને મોહ ટાળતા,
ગુરૂ પ્રતાપથી શિષ્ય ગાજતા, અમળ તેજથી નિત્ય રાજતા ૫
મુરખરે છતાં, સ્હાય સંત છે, બળહિણા બહુ શકિતમંત છે
વિઘન ને વિપત્તી વડાં હરે, ભય રહીત તે ભકતને કરે ૬
અનળથી તપી લોહરે ઘણું, સ્વરૂપ ધારશે અગ્નિરે તણું
બળ નથી તથાપી બળિષ્ટ છે, ત્યમ ગુરૂ કૃપા દ્રષ્ટિ
શ્રેષ્ટ છે ૭
કિરણુ સૂર્યનાં તેજ સિંચતાં, તરૂવરો તણી શકિત ખેંચતાં
ગુપત શકિતની વ્યકિત તે થતી, સ્વરૂપ ગુણની થાય
ઉન્નતી ૮
પ્રસરિ તંતુઓ અંતરે બધે, અહર નીશ તે વૃક્ષ તો વધે
ફૂળ ફુલે અતી ભવ્ય દીપતું, બિજથિ નીપજ્યું
બીજ તે થતું ૯
વિજળી તારમાં જયાં પ્રવેશતી, અધિક તારમાં પ્રાપ્ત છે ગતી
શ્રી ગુરૂદેવની મૂર્તી અંતરે, અકળ શકિતને રંગ વિસ્તરે ૧૦

ગુરૂ પ્રસાદનો, શો પ્રતાપરે, કથન થાય ના, તે અમાપરે
ગુરૂ પદાબ્જમાં શીશ નામું રે, ચરણ સેવિને શાંતિ પામું રે ૧૧

---

## ગીતીવૃત

શુધ્ધ સુવર્ણ સરીખું, તેજસ્વિ સૂર્ય બિંબ છે ગગને
ચતુર દિશાએ કિરણો, પ્રસરીને પ્રાણ પોષતા જગને
દિવ્ય બિંબ એ મધ્યે, પરમ પુરૂષની પવિત્ર ને શાંત
મૂર્તી ઝળહળ જ્યોતી, વિલોકતામાં ટળે સકળ ભ્રાંત
તેમજ રૂદય ગગનમાં, તેજ મંડળે ગુરૂવર વિંટલાયા
કીર્ણ કોટિ તેજસ્વિ, વિવિધ વર્ણનાં દશે દિશા ધાયાં
બળ સિંચન તે કરતાં, તેજ બળે સહુ થતાજ વ્યવહારો
એ શુભ દર્શણ દુર્લભ, ભાગ્યશાળી ખરે નિરખનારો
તેજનિધી અનુપમકો, રત્ન રહ્યું છે છુપેલું માટિ વિશે
માયા મમતા આદી, વાદળ દળમાં રવિ ન તેમ દિશે
પણ આશ્રય સરવેનો, એજ એજ છે, બળ સરવે દાતા
તિમિર ટળે એનાથી, એજ કરે છે સદાય સુખ સાતા
શ્રી ગુરૂપદ પંકજસું, જો ચિત પ્રેમે કદાપિ અચળ વરે
જન્મ નવો પામીને, સાર્થક નિજ જન્મને કરે જીવરે
એવા શ્રી ગુરૂવરનું ચિતમાં ચિંતન કરૂં નિરંતરરે
દુખ કર તિમિર મિટેને, જિવ શિવ કેરો ટળેજ અંતરરે

---

## પદ.

### રાગ ખમાચ.

ચરણકમળ પાસ, રાખો રાખો ગુરૂદેવ
ચરણકમળની હું, કરૂં નિત નવી સેવ ॥ ચરણ
તમ માત તાત મમ, ભગની ને ભ્રાત તમ
તનનું ચેતન તમ, જીવના જીવન સમ ॥ ચરણ
તમારી મધુર વાણી, વાણિ વેદની પ્રમાણી
પ્રભુ રોમ રોમ મુને અચળ રહો છવાણી ॥ ચરણ
તમ તેજનાં તરંગ, સંગથી આ મુજ અંગ
ધોવાઇ ધોવાઈ પામો વિમળ રૂચીર રંગ ॥ ચરણ
તમારી કૃપાળ દ્રષ્ટ, ટાળોની અજ્ઞાન કષ્ટ
થાઓ થાઓ મિથ્યા સહુ, ભવતણા મોહ નષ્ટ ॥ ચરણ
ચાંપિ ચાંપિ ચરણને, બળ હું અધિક ધરૂં
કરિ કરિ સેવા અન્ય, ચિતને નિવૃત્ત કરૂં ॥ ચરણ
વિનતિ આ હયો સ્વિકારી, નથિ બીજી આશા મારી
લાગિ લાગિ અંતરમાં લેહ એક તે તમારી ॥ ચરણ

---

## પદ

### રાગ બેહાગ.

ચરણ કમળ સુખદાઇ
જય જય શ્રી ગુરૂ રાઇ ॥ ટેક

શરણાંગત વત્સલ પ્રભુ સાચે
મહિમા ત્રિભુવન માંહિ ॥ ચરણ
ચરણ કમળ સેવાથી તાપો
જાએ સરવ સમાઇ ॥ ચરણ
છબિ તેજસ્વી, શશિસમ અમિમય
દિવ્ય અલૌકિક છાઇ ॥ ચરણ
પરમ શાંતિ શુભ દર્શણ થાતાં
અંતર માંહ્ય છવાઇ ॥ ચરણ
શબ્દ શ્રવણમાં પડતાં શિક્ષે
બંધન ગયાં કપાઈ ॥ ચરણ
મલિન વાસનાનાં દળ દુખકર
સહજ ગયાં વિખરાઈ ॥ ચરણ
રૂદય ગગનમાં, સુરજ ઝળકતાં
ટળિ ગઈ સહુ ભ્રમતાઇ ॥ ચરણ
ઓળખ થાતાં શુધ્ધ સ્વરૂપનું
ભય ભાગ્યા પળ માંહી ॥ ચરણ
નિમગ્ન થાતાં ચિદાનંદમાં
વિશ્વ ગયું બિખરાઇ ॥ ચરણ
જય જય ગુરૂવર, જય પરમેશ્વર
નથિ તુલના તમ ક્યાંહી ॥ ચરણ

---

## આરતી

જય જય રૂષિવર ગુરૂવર જય જય જગ બંધુ
માયાતિત મોહાતિત, તજ્યું તૃણવત સંધુ ॥ જયદેવ જયદેવ
કોટી દિનકર દ્યુતિવત, વદન છબી ઝળકે
જ્યોતી મંડળ વિંટલ્યું, રજનિ ન પળ પળકે ॥ જય
લલાટ પટ સુર સરિતા, મસ્તક વિંટલાઇ
પાવનકારિ પરમ જે, પવિત્ર સુખદાઈ ॥ જય
ઉછળે તેજ તરંગો, મધુર ધ્વની થાતા
લોચન મિન શું તટપર, ખેલત મદમાતા ॥ જય
સ્કંધ ઉભયપર ચંચળ, કેશાવળી લટકે
નાગ કન્યકા જાણે, જોતાં ચિત ચટકે ॥ જય
ગંડ સ્થળ ઉપવનમાં સુમન રૂચિર રંગી
બાળા મોહિત થઇ ત્યાં કંઈ રમતિ ઉમંગી ॥ જય
નાસીકા સર ખેંચ્યું, ભૃગુટી ધનુષ માંહે
દળ અજ્ઞાનનું દેખી, ત્રાસિ ખસિ જાએ ॥ જય
મુછ કંઈ ભકત તણું મન, ભ્રમરાવળિ ભાસે
વદન સરોજે વળગી, પિયુષ તણી આશે ॥ જય
લાંબાં સ્મશ્રુરેશા, નિલમણિ કિરણુ સમા
હૃદય સરે શું તરતા, નથિ જડતી ઉપમા ॥ જય
કરૂણામૃત રસનું સર, રૂચિર રૂદય સોહે

ધ્યાન કરે પ્રીતે તે, તાપ ત્રિવિધ ખોએ ॥ જય
અબળ દીર્ઘ ભુજ દંડ, અભય પ્રસારે છે
પદ્ નૌકા ભવ જળથી, પાર ઉતારે છે ॥ જય
મંગળકારી દર્શણુ, તૃપ્તિ નથિ થાતી
દુખ હરતા સુખ કરતા, ત્રિભુવનમાં ખ્યાતી ॥ જય
છે પરમેશ્વર મમ તમ, ચરણે શિર નામું
શુભકર હસ્ત પ્રસારો, સુખ શાંતી પામું ॥ જય

---

૧૬

પામું ક્યારે દર્શન અભિલાષી જીવ તલ્પે
અભિલાષી જીવ તલ્પે પાપ હરણ નામ જલ્પે—પામું૦
અનેક દુઃખ અનેક જન્મ શું વિરાગ જાગ્યો
પુન્ય પ્રગટ્યું કંઇક આપ સ્વરૂપ ભાસ પામ્યો—પામું૦
અંતરે આભાસથી સુભક્તિ કંઇક સ્ફુરી
તોય હજુ જાણું વાંસના રહી અધૂરી—પામું૦
પવિત્રતાતણી તૃષા વધી ન કો મીટાડે
વેળુના અરણ્યમાં તૃષાળુ બૂમ પાડે—પામું૦
દીલ દયા કો નહીં ન કોઇ સંગ રૂચે
જેની પડખે બેશું તેજ કંટકરૂપ ખૂંચે—પામું૦
સર્વ છાંડી બેસું આપ શરણ છે હવે જો
મારો કે જીવાડો પણ દર્શન એક દેજો—પામું૦

અમૃત વચન તૃપ્તિ માણું યોગ ભૂખ ભાગે
આપ બાળ શરણુ આવી ચરણુ આપ લાગે—પામુ૦
આપ સ્મરણુ ચિત્ત ભૂલે એજ નર્ક મારે
નિત્ય મૂર્તિ રૂદય રહો વંદુ વારે વારે—પામું૦
યોગ મસ્ત, ધ્યાન મસ્ત, ભકિત મસ્ત થાઉં
આપ દ્રષ્ટિ વચનથી ભવાબ્ધી તરી જાઉં—પામું૦

# શ્રી મહાદેવ વિશે

## અનુષ્ટુપ છંદ.

નમો નમો મહાદેવ, નમો શહસ્ત્ર લોચન
નમો યોગીશ્વરનાથ, નમો અજ્ઞાન મોચન
પ્રવૃત્તિ નિવૃત્તિ શકિત, સંસારે નિત્ય વિસ્તરી
જીવની ઉન્નતિ કર્તા, મુકિત દાતા નમો હરી
નમો શ્રી આદિ પુરૂષ, નમો શ્રી કાર્ય કારણુ
જ્યોતિ રૂપ નમો નિત્ય, સમર્થ વિશ્વ ધારણુ
કાળ રૂપ સર્ગ રૂપ, વિશ્વ વ્યાપી સનાતન
નીરંજન નીરાકાર, નમો સર્વાર્થ સાધન
સૃષ્ટિ કર્તા સૃષ્ટિ પાળ, સૃષ્ટિ સંહારક નમો
આશ્રય સર્વ ભૂતોના, શ્રી પદાબ્જે નમું અમો૧

સર્વાત્મા છો મહાત્માશ્રી, નમો ઇશ પ્રજાપતી
મહારૂપ સૂક્ષ્મરૂપ, નમો શ્રી પાર્વતિ પતી.
સર્વ કર્મતણા સાક્ષી, બીજ શ્રી સર્વ કર્મનાં
અકર્તા ત્રિગુણાતીત, આધાર સર્વ ધર્મના
સમીપસ્થ દુરવર્તી, નમો કાળ કળાતીત
રહસ્ય સર્વ મંત્રોનાં, બુધ્ધિ મન ગીરાતીત
શુદ્ધ શાંત પૂર્ણ રૂપ, નમો શ્રી કરૂણાકર
નમો શ્રી સચ્ચિદાનંદ, નમો શ્રી શંભુશંકર.

———

## ૫૬

### રાગ કાલીંગડો

સમજ જિવરે, શિવ ચરણે ચિત રાખ
હર હર પળ પળ ભાખ ॥ સમજ
પરમ ગુરૂશ્રી હર પરમેશ્વર
જિવન મુકત દે સાખ ॥ સમજ
કનક કામની કામ ન આવે
તન પણ થાશે ખાખ ॥ સમજ
લાગે છે બહુ વિષય મિઠા પણ,
મધમાં મરશે માખ ॥ સમજ
જાળ ભુંડી આશા તૃષ્ણાની

બંધો બાંધ્યા લાખ ॥ સમજ
જાદુગરના ગગન નગર સમ
રૂપ સહુ જુઠાં ઝાંખ ॥ સમજ
અગાધ જળ માયાનું વિખમય
નહિં તહિં પરતું નાખ ॥ સમજ
ગગન મહીં ઉંચે ઉડવું છે
લે શિવ સમરણ પાંખ ॥ સમજ
શિવ ચરણામૃત અમૃત સાચું
પ્રીતે ફરી ફરી ચાખ ॥ સમજ
પરમ શાંતિ પદ શિવપદ સાચે
જુઠાં બીજાં લાખ ॥ સમજ

---

### પદ.

આનંદો, આનંદો, શિવ સમરણમાં સહુ આનંદો
મંગળકારી, મંગળકારી શિવ પદ વંદો ॥ ટેક.
માયા જળમાં, રૂચિર કમળ દિપતાં રંગી
જાણો જાણો, કષ્ટ કલેશના એ કંદો ॥ આનંદો
મન ભમરાને, તૃષ્ણા ત્યાં તાણી જાતી
તાપે બળતો, બંધાએ ભુંડા બંધો ॥ આનંદો
કોરે કોરે, કઠિન વાંસને જે બળિયો

કોમળ પત્રે, કેદી થઈ રડતો બંદો ॥ આનંદો
સમરો સમરો, શિવ સમરથ સ્નેહે સમરો
ટાળે તાપો, કાપે બંધનનાં ફંદો ॥ આનંદો
શાંતી શાંતી, શિવ પદમાં મળશે શાંતિ
ભાગે ભવના, સહુ ભય ને જુઠા ફંદો ॥ આનંદો

---

## ૫૬

### રાગ મારૂ પરજ

ભજ ભજ જિવ, શિવ શંભુરે
તારૂં કારજ થાશે ॥ ટેક
શિવ ચરણે નમશે જન તેનું
ભવિષ ભલેરૂં ભાસેરે ॥ તારૂં
ત્રીજા નયનનાં કિરણુ તે અડતાં
પાતક સહુ બળિ જાશેરે ॥ તારૂં
મંદાકિનીનાં નિર્મળ જળથી
પાવન પુરણુ થવાશેરે ॥ તારૂં
અમૃત ઝરતાં શશિ કિરણોથી
તાપ તે ત્રિવિધ સમાશેરે ॥ તારૂં
રજકણુ અડતાં ચરણુ કમળની
અંતર છાય સુવાસેરે ॥ તારૂં

કોટીક સૂર્યને શશિ પણ જેના
અંશ સ્વરૂપ પ્રકાશેરે ॥ તારૂં
તેજની અદ્ભુત મુરતી અકળ એ
અંતર ભરશે ઉજાશેરે ॥ તારૂં
તિમિર ટળે ને સહુ ભય ભાગે
આનંદ અચળ વિલાસેરે ॥ તારૂં

---

**પદ.**

તમે નંદજી ગોકુળ સંચરો—એ રાગ.

જય જય શિવહર શ્રી કરૂણાનિધી
નથિ પ્રભુ તમ મહિમાનો પારજો
તમ પદ પંકજ ચિત જન જે ધરે
તેને અભયતણા દાતારજો ॥ જય૦
નિજ ચિત અચળ ચરણમાં પ્રોયજે
છો તમ તેને પુરણ કૃપાળજો
હિત નિત તેનું તમે ચિતમાં ધરો
બાંધો પાણી પહેલી પાળજો ॥ જય૦
વિપત વળિ વળિ, અતીશય આવતી
સહુ તે કર્મતણા સંજોગજો
વિધન શુળીનાં કાંટે મીટતાં
પામે કરમ નામના ભોગજો ॥ જય૦

નથિ કંઈ પારજ તમ ઉપકારનો
કેયમ કરી ઓશીંકળ હુર થાઉંજો
બળ નથિ અવર કશું મુજમાં પ્રભુ
જહિં તહિં તમ ગુણ જગમાં ગાઉંજો ॥ જય૦
નેહે નિરખી નિત નિજ ભકતનાં
જગમાં વધારતા જસ લાજજો
નથિ કદિ સંભવ જેનો લેશરે
પ્રસિધ કરી સિધ તેવાં કાજજો ॥ જય૦
અગણિત અવનીતણા કરતા તમો
સરવે રહી તે તમ આધારજો
અજથી તૃણ પર્યંત બધું સદા
વશ વરતે છે નિરધારજો ॥ જય૦
નથિ કંઈ તેને કાર્ય અશકયરે
જગ તો લહિકૃતિ વિસ્મય થાયજો
સમજી ભકત ભલા નિજ અંતરે
નિશદિન ગુણ ગાતાં હુરખાયજો ॥ જય૦
વિનવું મમ કૃતિ ભણિ નહિ ન્યાળશો
નખશિખ પાપે છઉં ભરપુરજો
તમ પદ પંકજ વંદન કાજરે
નથિ હુરી કિંચિત મુજમાં નુરજો ॥ જય૦

એમ છતાં પ્રભુ અતિશ કૃપાળ છો
એ તો મોટો તમ મહિમાય જો
કયમ કિડિ કુંજરને કંઇ સેવશે
નહિં મન મુજને એ સમજાય જો ॥ જય૦
છઉં અતિ સ્વાર્થિ સદાશિવ હું સદા
દમવા વળિ આવ્યો ભગવંત જો
તમ પદ પંકજની ભકતી મને
દેજો નિશ્ચળ સાચિ અનંત જો ॥ જય૦
નિત મુજ મન વાણી ને કાયથી
કરિ તમ સેવા થાઉં પ્રસન્ન જો
સબળ શરણ લિધું તમ ચર્ણનું
નથિ પ્રભુ આશ્રય મુજને અન્ય જો ॥ જય૦

---

## પદ

સાચે થાએ છે સુખ શંકરને તે સેવતાં જો
જેના સેવકની સહુ ઇરષા કરતા દેવતા જો ॥ ટેક.
એ તો અજર અમર અમૃતમય તેજ સ્વરૂપ છે જો
જેનાં અકળકળા બળ ચૌદ ભુવનના ભૂપ છે જો ॥ સાચે.
એ તો ભવતારણ ભગવાન વિભુતીવાન છે જો
જાણો જગકારણ સંહારણ બહુ ધીમાન છે જો ॥ સાચે.

ભોળો શંભુજી કરૂણાળુ, કૈલાસે વસે જો
ભાગ્યશાળી કોઇક હંસ તહીં ઉડી જશે જો ॥ સાચે.
એના મંગળકારી દર્શણ કષ્ટો કાપશે જો
સેવા ચરણકમળની પરમપદ નિશ્ચય આપશે જો ॥ સાચે.
જાણો નિર્ગુણ તેમ સગુણ, ગુણગણનું ધામ છેજો
પોતે તત્વ રહિત પણ તત્વતણો વિશ્રામ છેજો ॥ સાચે.
એતો તેજતણું પણ તેજ, તેજથી પાર છેજો
નીરાધારજ નીરાધારતણો આધાર છેજો ॥ સાચે.
એનું તેજ વિચિત્ર, અતી ભય, તાપો ટાળશેજો
થાતાં સ્પર્શ અંગને, તર્ત વિકારો બાળશેજો ॥ સાચે.
સુધરે કાંતિ, ટળશે ભ્રાંતિ, શાંતિ વિસ્તરેજો
સેવો સેવો શિવશંકરને, શુભ તે તો કરે જો ॥ સાચે.

---

## પદ.

જાઉં ભલી ભસ્મ હું તુજપર વારી
ભોળા શંભુએ તુજને સ્વિકારી ॥ ટેક.
શિવજીએ માની ને વિશ્વે વખાણી, જાણી હતી તુચ્છકારી
રાજાએ આણી, થઇ પટરાણી, છાણતણી વિણનારી ॥ જાઉં
ક્ષુદ્રને શ્રેષ્ટ કરે બળવંતા, દ્રષ્ટિજો થાય કૃપાળી
પાર્વતિપતિના અકળ પ્રતાપે, થઇ તું અતી ગુણવાળી ॥ જાઉં

જનમ થવો કંઇ ઉંચારે કુળમં, તે પણ ભાયગશાળી
અગ્નીસમા નીજ તાત પ્રતાપે, તું થઇ મહિમાવાળી ॥ જાઉં
ઉગ્ર અતીશય અગ્નિથી તું તો, નીજ જનમ ધરનારી
શાંતિ તથાપી તું કરતી સેવકને, તાપ ત્રિવિધ દઇ ટાળી ॥ જા ઉં
કોટિ થયાં કદી કિલ્મિશ તે પણ, કાપતી તું નિરધારી
જમકિંકરને ભાસે સદાએ, દર્શણ તુજ ભયકારી ॥ જાઉં
અગ્નિ તે ભસ્મ ને અનિલ તે ભસ્મ, ભસ્મ તે જાણિયું વારી
ભસ્મતે સ્થળને ભસ્મ ગગનછે, લહું સહુ ભસ્મ નિહાળી ॥ જાઉં
વ્રત તપ ભકિતથી જે ન મળે ફળ, તે ફળ તું આપનારી
જીવના વિધવિધ કઠિન બંધનને, જાણી તુને કાપનારી ॥ જાઉં
ત્યાગ વિસ્તારતી તું સુખદાઇ, વીખ વિષયનું ઉતારી
ગોમય ભસ્મ વડી તું પ્રતાપી, જન્મ મરણ હરનારી ॥ જાઉં
દુર્લભ ને અતી ગુપત સુહાએ શીવ સ્વરૂપ શુભકારી
તિમિર મહી તું જ્યોત પ્રકાશી, ભકતને દોરવનારી ॥ જાઉં
તુજ મહિમા નહી જાય કથ્યોરે, છે તું અધમ ઉધ્ધારી
ફરિફરિ વંદુ શિવજી સ્વરૂપને, સાચી તું શોભાવનારી ॥ જાઉ

---

## ભુજંગી છંદ.

પ્રભુ વિશ્વના નાથ હું હાથ જોડી
કહું છું મતી મારી છે છેક થોડી
નથી આદિ ને અંત કે મધ્ય કયાંહી

ગતી વેદની એ જણાતી ન જ્યાંહી ૧
વદે નેતિ નેતિ સદા એજ સત્ય
નિરાકાર નિર્ગુણ નિર્લેપ નિત્ય
તમો સર્વ બ્રહ્માંડના નાથ, ભૂપ
તમારી દિપે શ્રેષ્ટ સત્તા અનૂપ ૨
બધે વ્યાપ્ત છે એજ સત્તા સદાએ
બધાં કર્મને પ્રેરતી વિશ્વ માંહે
છતે એક મૂર્તી જણાએ અનેક
થતો જીવ વીચારતાં સ્તબ્ધ છેક ૩
ઘટાએ ન શકતી તમારી અનંત
લહે પાર ના શારદા બુદ્ધિમંત
અમૂર્તી તણી મૂર્તી હું કેમ પામું
મહીમા તણાં કીર્તને હું વિરામું ૪
નથી મંત્ર કે જંત્ર કે તંત્ર પુજા
નથી ધ્યાન કે યોગ કે કર્મ બીજાં
નથી કાંઈ હું જાણતો બુધ્ધિ મંદે
સદા ચિત્ત ચોંટાડું ચર્ણારવિંદે ૫
પ્રભુ કર્મ આસકિતમાંના ફસાઉં,
ડરી દુષ્ટ માયાથકી દુર જાઉં
સદા સત્ય સેવું, ન છાંડું કદાપી

રહું શુદ્ધ ના સ્પર્શશો વૃત્તિ પાપી ૬
ક્ષણું એક ભુલું તમારૂં ન સ્મર્ણ
સ્મરંતાં સ્મરંતાં હજો મૂજ મર્ણ
પ્રભુ એજ માગું હુંતો એજ માગું
ઉભે પાણિ જોડી પ્રભુ પાય લાગું ૭

## હરીગીત.

છે આદિ કારણ વિશ્વનું, ને મૂર્તી પરમ પવિત્ર છે
સત્તા સદા જેની ત્રિલોકે વિસ્તરી સર્વત્ર છે
જે જોય તે તો જાણશે, નહીં જોય અજ્ઞાની નરો
સંતો ઉમા માહેશનો, જય જય સદાએ ઉચરો ૧
છે રૂદ્ર રૂપ તે સૂર્ય ને, છાયા સુહાએ છે ઉમા
છે રૂદ્ર રૂપ તે વિષ્ણુને, શોભે ઉમા પોતે રમા
છે રૂદ્ર બ્રહ્મા, ઉમાવાણીનો સદાએ આસરો
સંતો ઉમા માહેશનો જય જય સદાએ ઉચરો ૨
છે રૂદ્ર વન્હિ ઉમા સ્વાહા, પુષ્પ ઉમારૂપ છે
જે ગંધ પુષ્પ વિશે વસે તે, રૂદ્ર રૂપ નીરૂપ છે
છે તાત રૂદ્રજ, માત ઉમીઆ, સ્નેહનો સાચો ઝરો
સંતો ઉમા માહેશનો જય જય સદાએ ઉચરો ૩
પુલ્લિંગ તે ઇશાનને, સ્ત્રીલીંગ ઉમા ભગવતી

છે રૂદ્ર નીરાકાર ચેતન, સોહ્ય ઉમયા આકૃતિ
જ્યમં દેહને આત્મા તણો સંબંધ જાણો ત્યમ ખરો
સંતો ઉમા માહેશનો જય જય સદાએ ઉચરો ૪
છે રૂદ્ર અર્થજ વાણિ ઉમયા, ભિન્નતા જન નહિ લહે
જયમ ગગન વીંટયું ઘટ થકી, ત્યમ રૂદ્ર ઉમયાથી રહે
જળપાત્રમાં છે પાત્ર ઉમયા, રૂદ્ર જળ નિશ્ચય કરો
સંતો ઉમા માહેશનો જય જય સદાએ ઉચરો ૫
ઉત્પત્તિ સ્થીતી એ થકી છે, એ થકી સંહાર છે
જીવ ઉન્નતિના ક્રમ તણો, એ સર્વમાં વ્યવહાર છે
શિવ શકિતમય બ્રહ્માંડ સાચે, સર્વ સંશયને હરો
સંતો ઉમા માહેશનો, જય જય સદાએ ઉચરો ૬
છે પુરૂષ પ્રકૃતિ જુગલ રૂપ એ, વ્યકિત સહુ એ બે વડે
શોભે છ અન્યો અન્ય આશ્રય, એકથી ના કંઇ જડે
કલ્યાણકારી જુગલ મુરતી, અચળ ચિતમાંહી ધરો
સંતો ઉમા માહેશનો, જય જય સદાએ ઉચરો ૭

---

## પદ.

### રાગ કાફી.

જુઓ જુઓ, પધારે પાર્વતી પતી ાા ટેક.
જુઓ તેજ તેજ કાંઇ, રહિ છે દિશા છવાઇ

સુકનમાં છે વધાઇ, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧
દિપે એ આકાશ જાણે, પીળું સુવર્ણ પ્રમાણે.
વાયુ મિઠી વાસ આણે, જુઓ જુઓ ॥ પધારે ॥ ૨
રેણુ ભસ્મ કંકુતણી, હીરા માણેકની કણી
ઉડતી ગગનભણી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૩ ॥
દુર બહુ સંભળાએ, શોર ને બકોર થાએ
ગગન તે ધ્રુજી જાએ, જુઓ જુઓ ॥ પધારે ॥ ૪
જુઓ એ નિકટ આવે, જય જય કોઇ ગાવે
મદ મસ્તી બતલાવે, જુઓ જુઓ ॥ પધારે ॥ ૫
વિજળીનો શું ફુવારો, ઉડિ કરે ચળકારો
દિશે જહાનવીની ધારો, જુઓ જુઓ ॥ પધારે ॥ ૬
ત્રણ પેલી જીભ ઉંચી, જતી વન્હિની શું શૂચી
ત્રિશુળની સ્હોય રૂચી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૭
રચ્યું મણી રત્નતણું, લસે છત્ર દિવ્ય ઘણું
નવિન શું રવિ ભણું, જુઓ જુઓ ॥ પધારે ॥ ૮
ધ્વજાને વળી પતાકા, ચમ્મરના શું ઝબાકા
થાય ઉંચા નિચા વાંકા, જુઓ જુઓ ॥ પધારે ॥ ૯
ડમરૂ મૃદંગ વીણા, સૂર બિજા ઘટ તીણા
વાયુમાં નાચત ઝીણા, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૦
ભુત ને પિશાચ આદી, શિવ ચર્ણના સવાદી

કુદતા શું ઉનમાદી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૧
ફણિધર મણીધારી, ઉંચિ વાંકી ફેણધારી
તેજની મૃદુ ધુજારી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૨
વૃષભ ઉજવળ અતી, ફુલની સુગંધ વતી
કંઠમાળ લળકતી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૩
પીઠને પાવનકારી, નિરાકાર રૂપ ધારી
શંકરે કરી સવારી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૪
ઉમિઆ ઉછંગ માંહી, મૃદુ હાસ્યથી સુહાઇ
ઉપમાથી પાર ભાઇ, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૫
પીંગળ જટાની જાળ, બિજનો શશી કપાળ,
રસીલાં નેન વિશાળ, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૬
જગતના માત તાત, સ્નેહના નીધી વિખ્યાત
કરે કૃપા દ્રષ્ટિપાત, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૭
નયન પિયૂષ ઝરે, તાપ તે ત્રીવિધ હરે
શુભ શાંતિ શાંતિ કરે, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૮
મૂરતી મંગળકારી, જાઉં હું તો બલિહારી
રૂદય રાખું ઉતારી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૧૯
લહિ તૃપ્તિ નથી થાતી, રોમ રોમ ઉભરાતી
વૃત્તિ તે નથી કળાતી, જુઓ જુઓ ॥ પધારે ॥ ૨૦
પદરજ શિરધારી, કરો જય જય કારી
પૂરિ નાવે આવી વારી, જુઓ જુઓ ॥ પધારે ૨૧

## અગ્નિવાણીવૃત.

શ્રી મહાદેવ કૈલાસવાસી હરી
શકિત સર્વત્ર છે આપની વિસ્તરી
આદ્ય એ શકિત છે, સર્વનું કારણ
શકિત સૌભાગ્ય છે વિશ્વનું ધારણ
મૂર્તી ઓંકારકેરી ઉમા શકિત છે
જે, અ ક્ષ નેમની શ્રેષ્ટ તે વ્યકિત છે
શકિત દેખાય જુદાં જુદાં દર્શણે
એકમાંથી અનેકો પછીથી બણે
આ જટાજૂટમાં સોહ્ય ભાગીરથી
જેની ત્રૈલોકમાં તૂલનારે નથી
દિવ્ય ગંગાતણો કો મહીમા કથે
પાર પામે નહીં જીવ છોને મથે
ધર્મનું બીજ એ વિશ્વ સ્વરૂપીણી
એજ સાક્ષાત પૂજાય નારાયણી
લોકહીતાર્થ ત્રી સ્રોત તેના થયા
વિષ્ણુ બ્રહ્મા અને રૂદ્ર જેમાં રહ્યા
તેહને ધારવા કયાંહિ સામર્થ્ય છે
વેગ તેનો જટા મધ્યમાં વ્યર્થ છે
વિશ્વના રક્ષણે બિષ્ણુ આકર્ષવા

સપ્ત ધારારૂપે મેઘ એ વર્ષતા
વિશ્વમાં એ ક્રિયા શક્તિરૂપે રહી
મુક્તિદા સર્વદા તેથિ તેને કહી
શુધ્ધ ચૈતન્ય શક્તિ વળી ગાઇ છે
વિશ્વ તૈજસ ને પ્રાજ્ઞમાં સ્થાઇ છે
દીપતી શક્તિ તે એજ વૈશ્વાનરે
એજ હીરણ્યગર્ભ અને ઇશ્વરે
જ્ઞાન ઇચ્છા અને છે ક્રિયાશક્તિરે
ધર્મનિષ્ટા કરે આપની ભક્તિરે
પૃથ્વિમાં, ઢાંકતી શક્તિ ધૂમાવતી
અગ્નિ મધ્યે પ્રકાશીક છે ભાસ્વતી
વાયુમાં સ્પંદથી, ચેતના છે કહી
વ્યોમમાં વીભવી, સર્વ વ્યાપી લહી
પોષતી હ્લાદ શક્તી રહી વારિએ
કોટિ બ્રહ્માંડની પાંચ એ ધારિએ
છે પ્રતાપી વળી ગૌરીથી બુદ્ધિરે
જે થકી જીવની થાય છે શુધ્ધિરે
સર્વ સંસાર તે જેવડે ચાલતો
તેજ દુર્ગા હું માયા રૂપે ન્યાળતો
એક સૂર્યે અનેકો રહ્યાં ફીર્ણરે

ધારતાં જેમ સર્વે જુદા વર્ણરે
વિસ્તરી વિશ્વમાં શકિત સર્વ સ્થળે
સર્વ વ્યાપાર છે નિત્ય તેને બળે
કોટી રશ્મી મહાદેવજી શોભતા
દર્શણે સાધુના લોચનો લોભતાં
એમ બ્રહ્માંડ છે સર્વ તેજોમય
ઉચરે આપની શકિતનો તે જય
શીવ શકતીતણો ગાઉં ગાઉં જય
જેથિ અજ્ઞાન ને પાપ થાએ ક્ષય.

---

પદ.

"ગુલ કયારીમેં રાધા પ્યારી બસે"—રાગ.

લિયો શંભુજી સંભાળ શ્રેષ્ટ તમે
પાયે પડી પડી વિનવું અમે. ટેક.
અવની અનંત રહી, જેને આધીન તે
વીર્ય તે કળાએ કહો તેનું કયમે ॥ પાયે.
જેના તે તેજ મહી, રહીને અધર સર્વ
વિધ્ન રહિત નીજ કાર્ય મહી તે રમે ॥ પાયે.
જ્યોતિ તે અનંત અને શકિત તે અનંત છે
છે કૃતિ અનંત, સર્વ છે અનુપમે ॥ પાયે.

કાળ દીન થઈ સહેવ, પદસરોજ સેવતો
ગુણ ગાઈ ભૂત માત્ર જેને નમે ।। પાયે.
પાર સર્વ સૃષ્ટિથી, સ્વતંત્ર સૂત્રધારજે
તેહને અશકય નથી, કંઈ કો સમે ।। પાયે.
ભકતને આધીન નિત્ય, શર્ણુ આવનારના;
પરમ રક્ષણે અમોઘ આશ્રય તમે ।। પાયે.
ટાળિ દુઃખ દિયો સુખ, દિયો દિયો આયુ દીર્ઘ
નીજ તેજ સિંચી સદા રક્ષો તમે ।। પાયે.

---

## પદ.

ભોળા ભોળો ભાવ સ્વીકારોરે
જનમ હેતુ સફળ કરાવોરે—ભોળા ભોળો

આભવરણમાં ભટકી ભટકી છેક થયો લોથપોથ
ભુલ ભુલામણી થાગ ન લાગે માત્ર તારી શીવ ઓથ-ભોળા
ધ્યાન ધરી આપ પદને પ્હોંચી, દર્શન પામું આપ
મારૂં ગજું પ્રભુ નથી એટલુંરે જાણો બધું મા બાપ-ભોળા
ચાવી વિષયને કુચા કરીઆ, જગત દીસે સુનકાર
શીવશંકર શીવશંકર રટવું એ મહિં માત્રજ પ્યાર-ભોળા
શીવશંકર શીવશંકર શબ્દથી ટળતો તુરત તો તાપ
નામ સ્મરણથી માત્ર ટળે છે કુટીલ કરમનો શ્રાપ-ભોળા

ભક્તિ વિચાર રૂપી કદી પુષ્પો જે પ્રભુ અર્પું ચર્ણ
ભાંગાં તુટાં પ્રભુ તે સ્વીકારી વિનતી ધરજો કર્ણ—ભોળા
જ્યારે જ્યારે શીવ સંકટ આવી દુઃખથી ધ્રૂજે કાય
ત્યારે પ્રભુ મારી પડખે રહી અમી રેડો રૂદયની માંહ્ય—ભોળા
જો કંઇ જન્મે થાય પ્રયત્નજ મળવા દ્રષ્ટો દ્રષ્ટ
ખેંચી લઇ મારા નાથ કૈલાસે કાપજો સર્વે કષ્ટ—ભોળા

# માતા.

## ગરબો

"હું તો જોઉં છું તમારી વાટડીરે નંદજીના નંદલાલા" રાગ

જુઓ જુઓ નગરના વાસીરે અંબા આવે છે
હવે દુઃખ સહુ જાશેજ નાસીરે અંબા આવે છે
જુઓ ઝાંઝરનો થાય ઝણુકારોરે અંબા.
સુખ શાંતિનો આવિયો વારોરે અંબા.
આવે આવે ગરબા ગીત ગાતીરે અંબા.
બહુ જોગણીઓ સાથે સુહાતીરે અંબા.
સહુ કંકુને ઉછાળતી આવેરે અંબા.
કંઇ આશિશે ગગનને ગજાવેરે અંબા.
શુભ પગલાં શું કંકુનાં સુહાએરે અંબા.
ઈદરજનો અકળ મહિમા એરે અંબા.

સહુ રાજતી અતીશ આનંદેરે અંબા.
બધે થાપ્યો આનંદ એ વંદેરે અંબા.
અમી છાંટિ છાંટિ મસ્ત થઇ મ્હાલેરે અંબા.
આધિ વ્યાધિને ઉપાધી સહુ ટાળેરે અંબા.
અતી તેજ જગમાતનું પ્રતાપીરે અંબા.
જેમ જેમ તે રહેજ બધે વ્યાપીરે અંબા.
અસુર જીવથી નહીજ જેરવાએરે અંબા.
સહુ ત્રાસીત્રાસિ નાસી દુર જાએરે અંબા.
ભકત જનની છે પુરણ દયાળુરે અંબા.
એ તો શોભતી સદાએ કૃપાળુરે અંબા.
ચાલો ચાલોની પુજન જઇ કરિયેરે અંબા.
વંદિ પાદ પંકજો બધાય ઠરિયેરે અંબા.
લિયો પુષ્પથી એ સર્વને વધાવીરે અંબા.
જયકારથી ગગન દો ગજાવીરે અંબા.
ફરિ ફરિ મુજ માત પાય લાગુંરે અંબા.
ખમા ખમા અપરાધ એજ માગુંરે અંબા.
લિધો આસરો સદાય એક તારોરે અંબા.
વરદાયી હાથ મસ્તકે પ્રસારોરે અંબા.

---

## ગરબો.

"રીસાયાં રસિક સંગાથે રાધા" એ રાગ.

ભલિરે ભાઈ, ભાવિક જનને વધાઈ
આશે રૂડાં નવરાત તે સુખદાઇ ॥ ભલિરે
તોરણ બહુ બાંધિઆં મંગળકારી
કિધાં કુંકમે બારણું ચિતહારી
પુર્યાં સાથીઆ બહુ રંગીત ભારી ॥ ભલિ
સુગંધીત ચંદન પિમળ પ્રસારે
પિમળ મૃદુ પુષ્પની વાયુ વિસ્તારે
થતી ધૂપ લ્હેરિઓ વાસ વધારે ॥ ભલિ
કપુરતણી આરતી રૂડી ઉતરતી
મધુર ધ્વની વેદના સુરની વિસ્તરતી
પવિત્રતા છાઇ રહી બહુ ફરતી ॥ ભલિ
જુઓ બહુ વેગથી નોબત વાજે
વડીરે શુભ ઘંટા ઘણુણુ ખુબ ગાજે
મધુર કિરતાલનો નાદ વિરાજે ॥ ભલિ
ભણે સ્તુતિ કઇં, જય જય બહુ ઉચરે
ઘુમટ ઘટ ઘોર અતીશય પૂરે
દિશે અતી ઉત્સાહ સરવને ઉરે ॥ ભલિ
વિમળ બધું વિશ્વ એણીપેર થાએ

હિયે હોટ આસુરી જીવ બધાએ
બધે સુખ શાંતિ તે સારિ સુહાએ ॥ ભલિ
જગતતણા દુઃખનિવારણ કાજે
પધારતી જગ જનની અહિં આજે
જેના ત્રણ લોક મહી ગૂણ ગાજે ॥ ભલિ
બને લીન સરવ તે આનંદ માંહે
અકળ મૂજ માત તણો મહિમાય
કહો જય જય જગદંબ સદાય ॥ ભલિરે

---

## ગરબી.

ભજું હું તો ભકિતથી માત ભવાનીરે
વંદુ વંદુ ચરણકમળ રજ માની ॥ ટેક
પરમ જેનો મહિમા તે સુરગણ ગાએરે
નહી પાર ગાતાં કદાપી પમાએરે
ભલે યુગના યુગ બહુ વહી જાએ ॥ ભજું
અસુર દુઃખદાઇ અનેક સંહાર્યારે
શરણ ત્રણલોકને દુખથી ઉગાર્યારે
ત્રિભુવન ભવજળથી સ્વભકતને તાર્યા ॥ ભજું
સબળ આદિ સૃષ્ટિની સરજનહારીરે
રીઝે અતી અંતરમાં પ્રતિપાળીરે
લહું સદા શકિતને વિશ્વવિહારી ॥ ભજું

સ્વરૂપ તેજ પુંજ અનંત સુહાએરે
દિશા દશ સિંધુથી શું ઉભરાએરે
અગણ્ શશી તેજ ઘણું ઝંખવાએ ।। ભજું
નહી દિવ્ય નયનથી પણ નિરખાએરે
કહો પછી પાર તે કેમ પમાએરે
પરમ અતી ગૂઢ તે કયમ સમજાએ ।। ભજું
જુદી જુદી શકિતઓ બુધ્ધિ જે કળતીરે
જુદાં જુદાં રૂપથી વિશ્વમાં મળતીરે
અખુટ એજ તેજ સિંધુ મહી ભળતી ।। ભજું
ધરી મેઘ રૂપ તે સિંધુનું વારીરે
રહે નદી નાળને બહુ વિસ્તારીરે
કરે તૃપ્ત ભૂમીને અંતર ભારી ।। ભજું
જુદા જુદા તાર તે બહુજ જણાએરે
ગુપત જેમ અંતર વિજળી સુહાએરે
જગત હિત કાર્ય જેથી બહુ થાએ ।। ભજું
રહી એમ શકિત અખંડીત વ્યાપીરે
સકળ જીવનું એ જિવન છે પ્રતાપીરે
જુએ તે તો જોશે છબી દિવ્ય છાપી ।। ભજું
લહું એમ તત્વનું તત્વ તે આઇરે
બનું હું કૃતાર્થ સદા ગુણ ગાઇરે
લઉં ચર્ણ શર્ણ પરમ સુખદાઇ ।। ભજું

## ગરબો

અંબિકાજી માતને સ્મરૂં સદા
હાંરે હરે માત આધિ વ્યાધિ સર્વ આપદા હોજીરે ।। ટેક
હાંરે કામધેનુ કલ્પ વૃક્ષ સત્ય એજ છે
હાંરે પરમ પિયુપનું સમર્થ એજ બીજ છે હોજીરે ।। અં
હાંરે દૈત્ય શુંભને નિશુંભને વિદારિઆ
હાંરે સુર વંદને પિડાથી શિઘ્ર તારિઆ હોજીરે ।। અં
હાંરે લિધો મૃત્યુથી ઉગારિ મારકંડને
હાંરે અભય દાઇ આઇ જોય નવખંડને હોજીરે ।। અ
હાંરે પતિ પુત્ર લક્ષ્મિ રાજ આદિ સંપતિ
હાંરે આપીને પ્રસન્ન સેવકો કિધા અતી હોજીરે ।। અં
હાંરે એ અજ્ઞાન નીજ ભકત તણું ટાળતી
હાંરે પુંજ પાપનાં પ્રચંડ પરજાળતી હોજીરે ।। અં
હાંરે કઠિન બંધનો તે કરમ તણાં કાપતી
હાંરે શ્રેષ્ઠ ભકિત મુકિત એ કૃપાળુ આપતી હોજીરે ।। અં
હાંરે મુકી માતનું હું શરણ કહીં સંચરૂં
હાંરે સેવિ ચરણ કમળ સફળ જિવનને કરૂં હોજીરે ।। અં

---

## ગરબો.

ચાલો સૈઅર સાથ, મંદીર જાશુંરે
છે નવરાત્રીના દીન, સુખિયાં થાશુંરે

ચાંલ્લો આડ કપાળ, કરિ શણગારોરે
સહુ ચળકીત ઉજવળ વસ્ત્ર, તનપર ધારોરે
પુરજો પુજન પાત્ર, પુજન કાજેરે
જગદંબાનું પુજન, કરશું આજેરે
આઠમની શુભ રાત રચના સારીરે
છે ઓછવનો આ દીન, પાવનકારીરે
શણગાર્યું મંદીર, તોરણ બાંધીરે
ધરિ ધજા પતાકા ખુબ, શોભા સાંધીરે
ફુલના મંડપ માંહ્ય, ફુલની જાળીરે
નહિ તૃપ્તી નયને થાય, રચના ન્યાળીરે
મંડપ શિરપર સોહ્ય, કળસ કનકનારે
શું ઝળકાવે તે બેન, કિરણ દિપકનારે
સિંહાસન તે મધ્ય, મણિમય રાજેરે
શું શશિ ગૃહને નક્ષત્ર, ઉતર્યા આજેરે
અદભુત તેજે માત, તે પર સોહેરે
કંઈ થાતાં ઝાંખી તર્ત, જન મન મોહેરે
પુરણ ખીલ્યું છે રમ્ય, વદન કમળ બેની
બહુ ઉછળે તેજ તરંગ, નથિ ઉપમા તેની
અમૃત ઝરતાં ખુબ, નયનો ચળકે છે
જો ચિતહર મધુરૂં હાસ્ય, મુખડું મલકે છે

ચળકે બિજનો ચંદ્ર આડ કપાળેરે
તે ત્રિવિધ તાપ તત્કાળ, જિવના ટાળેરે
નાનકડો શું લાલ, ચાંલ્લો શોભે છે
હોશેશું તારો કોઇ, મનડું લોભે છે
ઉજ્વળ મોતી માળ, કંઠે છે ફરતી
શું આદીશક્તિ અનંત અવનીને ધરતી
હીરાકણીના અન્ય, કંઠા ઝળકે છે
શું ગગનસરિતના શુભ્ર, મોજાં ખળકે છે
કઇં પીળું ઉજળું વસ્ત્ર, મણીમય ચળકારે
ઓપે છે કોમળ હાથ, મણિમય શણગારે
રત્નજડીત નુપુર, પદ પંકજ વીંટે
પદ વંદન કરતાં તર્ત, રૂદય તિમિર મીટે
ઉજ્વળ ફુલના હાર, લાંબા ભારે છે
મૃદુ ખીલ્યાં કંઈક ગુલાબ, હાસ્ય પ્રસારે છે
કુંકુમ છાંટયા કુંભ, કનકના ખીલે છે
શિર જુવારાંની શેર, મધુરી હીલે છે
ચંદન અબિલ ગુલાલ, સિંદુર ને ફુલથી
છે મંગળકારી કુંભ, શોભા પાર નથી
અગણિત દીપક જ્યોત, ઝળળ પ્રકાશે છે
•ધુપ કપુર સુગંધે ખૂબ, મંદિર વાસે છે

રાત રૂડી રમણિક, ચંદ્રે રહિ ખીલી
શું ઝરતી ભક્તિ પિયૂષ, ભકતો લે ઝીલી
ચાલો ચાલો સર્વ, સત્વર જઈએ રે
કરિ સદ્‌ભાવે પૂજન, પાવન થઈયે રે
હોંસે માતસમીપ ગરબા ગાશું રે
લઈ લઈ તાળીઓ સર્વ, ફૂરતી જાશું રે
માતતણો મહિમાય, પાર ન આવે રે
શુક સનકાદિકનું ધ્યાન, સહુજ ચુકાવે રે
તેનું કીર્તન આજ આપણ કરશું રે
થાશું પાપી પાવન, દુખડાં તરશું રે
જય જય અંબેમાત, જય જય આઇ રે
કરજો જગનું કલ્યાણ, શ્રીવરદાઇ રે

# શ્રી રામકૃષ્ણાદિ વિશે.

## લાવણી.

રામ નામનો મહિમા મોટો મરમ મહંતો કો જાણે
સાર સારનો સમજી અંતર, નાદ નિરંતર એ માણે.
પુજ્ય પુરણ મુરતી શિખવે એ, વિમળ વાણિને મન કર્મ
સમ, દમ, દિનતા સત્ય વિનયને, ગુરૂજન ભક્તિ, નિજ ધર્મ

સૂર્યવંશી એ સૂર્ય સ્વરૂપ છે, ટળત તરત તમ અજ્ઞાન
અજવાળું અંતરમાં થાતાં, થાય સ્વરૂપનું પીછાન
મનહર લલિત લિલામય શોભે, વિશ્વરૂપ આ આરામ
સત્તા જેની વ્યાપિ રહી ત્યાં, જાણો તે તો આ રામ
વેદવાણિ શ્રુતીથી તાણ્યું, રામ નામનું નવનીત
રકાર તત્પદ, મકાર ત્વંપદ, મહા વાકય ધરવું ચીત
રકાર તે તો છે પરમેશ્વર, મકાર જીવને દર્શાવે
ઐકય કરે આચાર્ય ઉભયને, અકાર તે મધ્યે આવે
સોહં સોહં મંત્ર રાજ તે રામ મંત્ર નિશ્ચય સમજો
સુચવે સાચું હંસ સ્વરૂપ એ, રામ રૂદયમાં નિત રમજો
માનસ સર છે રમણુ તણું રે, રૂચિર અતી જેનું ધામ
તેજ અલૌકિક હંસ સરીખા, નામ ધર્યું માટે રામ
હૃદય કમળમાં મુદિત ભ્રમર મન, કરત નાદ શુભ શ્રી રામ
નાદ શિખરપર જાતાં પામે, પરમ શાંતિપદ વિશ્રામ
રાક્ષસનું મર્દન કરતા છે, તેથી રામ ધર્યું નામ
દુર્ગુણ અસુરો ત્રાસી નાશે, જપો રામ આઠે જામ
**રા** રાજે છે **મ** તે ચંદ્રમા, ગગન સુધાંશુ જયાં પ્રગટે
આપ પ્રકાશી અવર પ્રકાશે, શિઘ્ર તિમિરના પુંજ હટે
વિખ માયાનું મિટાડિને તે, ભકત જનોનાં મરણ હરે
એ અમૃતનો મોટો મહિમા, એજ અમરપદ પ્રાપ્ત કરે

રકાર કૃષ્ણ **આ** તે બ્રહ્મા, **મએ** મહેશ્વર પીછાણો
ઉત્પત્તી સ્થીતી સંહારક, ત્રણ શકિત ભેગી જાણો
રાંબીજ તે પ્રણવરૂપ છે, બ્રહ્મ પ્રણવરૂપે સોહે
ચાર ભાઇ ઓંકાર મૂર્તિનાં, દર્શણથી દુખજન ખોએ
અકાર વૈશ્વાનર સૌમિત્રી, જાગૃતના છે અભિમાની
ઉકાર શત્રુધન તૈજસ છે, સ્વપ્ન તણા તે અભિમાની
પ્રજ્ઞાત્મક છે ભરત મકારે, સોહ્ય સુષુપ્તિ અભિમાને
સર્વ થકીપર અર્ધ માત્રથી, રામ બ્રહ્મ યોગીમાને
કકારસંગે મકાર ભાઇ, કદી નહીં આવી મળશે
આવી મળતાં કામ અગ્નિમાં, નિત્ય નિરંતરરે બળશે
દકાર પણ દુખદાયક જાણો, દામ ધામછે દુષ્કૃતીનું
રકારસંગે મકાર થાતાં, કિરણ પ્રગટશે સન્મતીનું
એજ કિરણ શુભ જ્યોતિ ઝળકશે, વિમળ નયન પામે અંધ
રામનામના રણકારાથી જશે ત્રુટી ભવના બંધ
દુષ્ટ વાસનાવાળાં પંખી, વિષય ઉડી સરવે જાશે
શબ્દ સમાતાં, ચિત ચંચળતા, તજતાં શુભ શાંતી થાશે
રામનામ સમ સાધન બીજું, નિશ્ચય નથિ મહિતળમાંહે
શ્રમ નહિ લાગે, દામ ન માગે, જોગિ ભોગિ રોગી ગાએ
પારસમણિએ મફત મળે તે, શિદ પડતો મુકી ચાલો
રામ રામ પ્રીતેથી જપતાં, સત આનંદે જઇ મ્હાલો.

## પદ (ગોવાળિઆ)

ભુલ્યો ભુલ્યો અલ્યા તું ભ્રમમાં,
ભજ્યા નહી કૃષ્ણ કૃપાળ ॥ ટેક.

કૃષ્ણ કૃપાળનું તેં ન કદાપી, કીધું અરે કીર્તન
નામ તણો મહીમા નહિ જાણ્યો, પારખ્યું નહી રતન ॥ ભુ૦
કથી સદા યમદુત તે કંપે, ઋથી તે નાસી જાય,
ષથી તે પાપ વિનાશજ પામે, ણથી તે રોગ હણાય ॥ ભુ૦
અથી તે મૃત્યુ જાય છે ભાગી, શબ્દ એ સબળ સુહાય
નિત્ય ઉચ્ચારણ એનું થતાંરે, અનુપમ સુખ પમાય ॥ ભુ૦
ક મહી બ્રહ્મા ઋ મહી શેષ, ષ મહી શીવ સમાય
ણ મહી ધર્મ, ને નરનારાયણ વિલસે વિસર્ગની માંહ્ય ॥ ભુ૦
કૃષ્ નિર્વાણ, ણ મોક્ષ, અ દાતા, મરમ એ ગુપત જાણ
કૃષ્ણ શ્રી કૃષ્ણ તે જપતાં સદાએ, પામતો જિવ નિર્વાણ ॥ ભુ૦
કનો પ્રતાપ ન સહજ કથાએ, જન્મ મરણ હરનાર
ઋ તે અનુપમદાસપણું દે, તેની છે શકિત અપાર ॥ ભુ૦
ષ થકી શ્રેષ્ટ તે ભકિત મળે ને, ણથી તે પરમ સહવાસ
વીસર્ગથી શ્રી પ્રભુજી સરીખું, થાય સ્વરૂપ પ્રકાશ ॥ ભુ૦
વ્યકિત તે સરવની એની થકી છે, વિશ્વનો એ આધાર
છેવટ સરવને નિજમાં સમાવે, આકરષી નિરધાર ॥ ભુ૦
માટેજ એને કૃષ્ણ કહે છે, કૃષ્ણ તે આતમારામ
નીજ સ્વરૂપને જે ન પિછાણે, પામે ન તે નિજધામ ॥ ભુ૦

## વસંતતિલકા.

હે કૃષ્ણ ચંદ્ર કમળાપતિ ગોપતીરે
કાંતી અસંખ્ય રવિની દ્યુતિ લોપતીરે
આનંદ કંદ મધુર હાસ્ય શું મંદ સોહે
પ્રેમી કટાક્ષ વિમળે. જન ભકત મોહે ૧.
સેવે પદાબ્જ વરદાયિ અનેક શકિત
જેમાં મણી સમ ગુંથાઇ નિખીલ વ્યકિત
તેજસ્વિ પાત્ર, જ્યમ કો સલિતા પ્રવાહે
પૃથ્વી અનેક તરતી ત્યમ તેજ માંહે ૨.
આધાર છો સકળ વિશ્વતણા બળીષ્ઠ
ધર્મેથિ વિશ્વતણું રક્ષણ થાય ઇષ્ઠ
થાએ અધર્મતણિ વૃદ્ધિ યદાયદારે
ધર્માર્થો તે અવતરો ભુતલે તદારે ૩.
રક્ષી સ્વભકતજન વિશ્વ વિનાશ ટાળો
ભુંડું હલ્લાહલ અધર્મનું તર્ત વાળો
દીશે દયા અખુટ તે રૂદયે તમારે
ભકતી તમારી સહુને ભવ પાર તારે. ૪.
ભાવે કભાવથી ભજે જન એક નિષ્ઠ
તેને કૃપાનિધી દિયો પદ તે વરિષ્ઠ
રે દ્વાપરે પ્રગટીને બહુને ઉગાર્યા

તો આ કળી મહી કહીં અમને વિસાર્યા. ૫.
જયારે જરૂર તમ આશ્રયની અતીરે
ત્યારે કઠીન કરી કેમ હરી મતીરે
કેશી પ્રલંબ પૂતના શિશુપાળ કંસ
પામ્યા મહાપદ છતાં અતિ ધર્મધ્વંસ. ૬.
ભાવે ધરૂં ચિત સદા ચરણારવિંદે
પામું સ્વધર્મ નિતિ સન્મતિથી અમંદે
વિઘ્નો અનેક મમ સન્મતિને ભમાવે
મૂકયો વિસારી હરિ સૂઝ પડે ન હાવે. ૭.
આસુરી શું પ્રબળ વિસ્તરિરે વળ્યું છે
અંતે થશે શું પરિણામ ન તે કળ્યું છે
વીશેષ શું કથું નથી પ્રભુજી અજાણુ
રે ત્રાહિ! ત્રાહિ! વિલપું, નિત દીન વાણુ. ૮.

---

## પદ.

### રાગ પરજ.

જપ જિવ રાધે કૃષ્ણુરે, ભવ જાળ નિધીતારી ॥ ટેક.
મંગળકારી, જુગલ રૂપધારી,
જાઉં જોઈ બલિહારીરે ॥ ભવ,
ચંદ્રિકા ચંદ્રને જયમ વિંટલાઇ,
• રવિને જયોતિ જયમ છાઈરે ॥ ભ૨.

જયમ શિવશકિત અભેદ વિરાજે,
શબ્દ ગિરા મહી ગાજેરે ॥ ભવ.
જયમ ભૂમિ માંહે, સ્વાદ સમાએ,
તેજથી વન્હિ સુહાએરે ॥ ભવ.
પ્રથક ન થાય, ઉભય એક ગાય,
ગહુન દિશે મહિમાયરે ॥ ભવ.
જગમાં જુગલતા, વ્યકિતની સત્તા
સંત સદાય નિરખતારે ॥ ભવ.
પ્રેમથી સ્મરશે, પાતક ટળશે,
જનમ સફળ નિજ કરશેરે ॥ ભવ.

---

## પદ.

### રાગ કાફી.

રાધે, તારીરે સાથે, કરશું હવેરે લડાઇ ॥ ટેક.
દેવિ અનુપમ રૂપના મદમાં,
છેક શું જાય તણાઇ ॥ રાધે.
એકલપેટી તું જગત જિવનને,
રહિ છે નિરંતર છાઈ ॥ રાધે.
અધિક અધિક નિજ તેજનું મંડળ,
વિસ્તારી જાય ફુલાઇ ॥ રાધે.
પ્રાણુ અગણુ જિવ પ્રોઇ રહ્યા છે,

નિરખતાં આંખ સુકાઇ ॥ રાધે.
દર્શણ પણ નહિં પ્રભુનું થવા દે,
એવડી શી અદેખાઇ ॥ રાધે.
કુડું કઠિન અલી કાળજ તારૂં,
સહુને થઇ દુખદાઈ ॥ રાધે.
પ્રાણ તણા પણ પ્રાણ પ્રભુ છે,
સહુને, સમજ મન કાંઇ ॥ રાધે.
નહિ સમજે તો છઉં મરજીવા,
રહિશ તું તો પસ્તાઈ ॥ રાધે.

---

## ૫૬

### રાગ કાલીંગડો.

રણુકો રણુકોરે, રામનામનો તે રણુકો ॥ ટેક.
રામ નામનો રણુકારોરે, અંશી જન કો શુણે,
મોહે છે મૃગ મધુર નાદથી, શ્વાન ન સમજી ધુણે ॥ રણુકો.
રામ નામનો રણુકારોરે, રહે ગગનમાં ગાજી,
રોમ રોમ બ્રહ્માંડે તત્પળ, મધુર બંસરી બાજી ॥ રણુકો.
રકાર અક્ષર ઘટ તારોરે, ઠરી રહયો ઠણુકારો,
ટળ્યું તિમિર અંતરનું થાતાં, વિજળીનો ઝણુકારો ॥ રણુકો.
લય પામે છે મકાર માંહી, માયાની સહુ ભ્રાંતી,
હંસ સ્વરૂપ સાચું પ્રગટે છે, પ્રસરે કેવળ શાંતી ॥ રણુકો.

ત્રિપુટી ટળેને ઝળકી રહે છે, નિર્મળ તહિં અજવાળું,
પ્રણવ રૂપ તે રામ નામનો મહિમા મોટો ભાળું ॥ રણુકો.

---

## ભુજંગી છંદ.

અયોધ્યાપુરી રમ્યના શ્રી અધીપ,
ભજું ભકિતથી ભાનુકુળ પ્રદીપ;
જડ્યાં રત્ન સિંહાસને છે અમુલ્ય,
તહીં મધ્યમાં પદ્મરાજે અતુલ્ય. ૧.
બહુ વર્ણની પાંખડી આઠ સોહે,
તહીં રામ મૂર્તી લહી ચિત્ત મોહે;
મણી નીલને જે તિરસ્કાર કારી,
મૃદુ કાંતિ તે દિવ્ય શોભે રસાળી. ૨.
ધર્યું વસ્ત્ર તેજસ્વિ ને દિવ્ય પીત,
ઝબૂકી રહી મેઘમાં શું તડીત;
ઉંચે મસ્તકે દિવ્ય કીરીટ રાજે,
લહી કોટિ આદિત્યની કાંતિ લાજે. ૩.
રૂડાં લોચનો લાલ દીપે વિશાળ,
અતી શોભતું તીલકેથી કપાળ;
બહુ રત્નનાં કુંડળો કર્ણ લોલે,
ધ્રુજે તેજ શું દીવ્ય તેનું કપોલે. ૪.
મણી મોતી માળાથી ગ્રીવા લચે છે,

બહુ દિવ્ય પુષ્પોની માળા લસે છે;
મૃદુ હાસ્ય છે સર્વદા શાંતિકારી,
સ્મરૂં મૂર્તિ એ પૂર્ણ આનંદકારી. ૫.
સહૂ વેદના તત્વનું તત્વ એ છે,
સહૂ યોગના સત્વનું સત્વ એ છે;
રઘૂનાથ શ્રીનાથ છો જકત નાથ,
કૃપાનાથ છો દીનના નિત્ય નાથ. ૬.
નિરાભાસ ને છો નિરાકાર નિત્ય,
નિરાધાર નિર્દ્વંદ, નિર્ગુણ સત્ય;
અનાદી પરં આદિ પૂરૂષ રૂપ,
પ્રભુ યજ્ઞ પુરૂષ વિશ્નુ સ્વરૂપ. ૭.
સદા શુધ્ધ પ્રજ્ઞાન હેતુ દયાળુ,
અસૂરારિ છો મુક્તિ દાતા કૃપાળુ;
પ્રભુ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ,
સદા અંતરે સેવું જ્યોતિ અનૂપ. ૮.

---

## વૈતાલ્ય છંદ.

વચન તાત તણું પ્રતિ પાળવા,
અસુરનું બળ વિશ્વધિ ટાળવા;
તજિ જતા નિજ ધામ રઘુપતી,

વિચરતાં પતિ સાથ સિતા સતી. ૧.
રૂચિર તેજમયી શુભ કાંતિ છે,
શરિર સૂક્ષ્મ છતાં દ્રઢ શાંતિ છે;
ચતુર શકિત સિતા અરધાંગના,
નહિં બને કંઈ કારજ તે વના. ૨.
પરહરી પટકુળ અમુલ્યરે,
જટિલ ધારી જટા યતિ તુલ્યરે;
હરખ શોક અનેક પ્રસંગમાં,
જનક નંદનિ સાહ્યક સંગમાં. ૩.
જુગલતા જગનો નિત આસરો,
બળહિણા સ્ત્રિ વિના સરવે નરો;
કઠિન છે જિતવું જગને અરે,
નહિ બને કદિ તે નર એકલે. ૪.
નિજ પિતાનું વડું પદ પામવા,
પૂરણ યોગ્યપણું નિજનું થવા;
અનુભવો ભિન ભિન ભૂમી તણા,
ઉચિત સંગ્રહ તે કરવા ઘણા. ૫.
નવ નવી બહુ ભૂમિ વિશે જવું,
ગિરિ નદી વનનું દુખ વેઠવું;
વરશ ચૌદ વિદેશ નિદાન છે,

અવધિ ચૌદ મનુની સમાન છે. ૬.
જુદી જુદી ભૂમિ સર્વ પ્રકાશવા,
પ્રસન અંતરમાં પ્રભુજી હુવા;
જગતના અતિ દુઃખ નિવારણે,
શુભ મતી કરિ દૈત્ય વિદારણે. ૭.
ઉતરિ ઉત્તરથી જવું દક્ષિણે,
તિરથ પાવન જેથી બધાં બણે;
અસુરના બહુ વ્રંદ તહીં વસે,
અસત ફંદ મહી જિવ ત્યાં ફસે. ૮.
થઇ પરાજય દુષ્ટ મતી તણો,
ગુણ ગવાય રવી કુળનો ઘણો;
પ્રબળ છે છળમોહનું જયાં અતી,
વિખુટિ ત્યાં નિજ શકિત સિતા થતી. ૯.
અતિ પરાક્રમનું તહિં કામ છે,
કુશળ તો રણમાં અતિ રામ છે;
તહિં સિતા સતિ પત્ની ફરી મળે,
રઘુપતી નિજ દેશ ભણી વળે. ૧૦.
હરખ નાદ બધે બહુ ગાજતા,
પિતુપદે પ્રભુ રામ વિરાજતા;
વિવિધ પુષ્પની વૃષ્ટી કરે નરો,
વિજય વિજય સજ્જન ઊચરો. ૧૧.

## ભુજંગી છંદ.

રવી વંશમાં જે રવી રૂપ ભાસે,
અતી તેજનું રૂપ જેનું પ્રકાશે. ॥
ચિદાનંદ ને પૂર્ણ શાંતિ છવાઈ,
ભજું રામ તે સર્વદા સૂખદાઇ. ॥
પ્રફુલ્યું મુખારવિંદ છે મોહકારી,
રહ્યું વિસ્તરી જ્ઞાનનું તેજ ભારી. ॥
કરૂણામૃતે લોચનો છે કૃપાળુ,
સહૂ શકિતની મૂર્તિ એ એક ભાળું. ॥
જડયા મૂગટે રંગબેરંગિ નંગ,
ગૃહો સર્વના સંગનો શું પ્રસંગ. ॥
શું તેજસ્વી રેખાતણાં વૃંદ છુટે,
તહીં ભક્ત વિશુદ્ધ આનંદ લૂટે. ॥
સતી મધ્ય શીરોમણી શ્રી સિતાજી,
રહ્યાં વામ અંકે સદાએ વિરાજી. ॥
મૃદુ હાસ્ય હેતાલ ને મોહકારી,
ચતુરા પતીની ઘણી પ્રાણ પ્યારી. ॥
રહ્યા પાસ સૌમિત્રી સેવા સવાદી,
ઉભા જોડિ પાણી હનુમંત આદી. ॥
ધર્યું છત્ર છે વિશ્વના છત્ર તેને,

રૂડી ચમ્મરે શ્વેત છે ધારિ તેને. ॥
અહો ધન્ય પૂરા અયોધ્યા નિવાસી,
પ્રકાશી જહીં દિવ્ય મૂર્તી વિલાસી. ॥
નથી પામતા ધ્યાનિ જોગી પ્રયાસે,
સદા દર્શણે દેવ ઉત્કંઠ ભાસે. ॥
કહી નેતિ નેતિજ વેદો વિરામે,
રહી મૂર્તિ સાક્ષાત તે નિત્ય સામે. ॥
કરૂણામયી ક્લેશ ને પાપહારી,
સદા સૂખ ને શાંતિ આનંદકારી. ॥
અરે તે સમે પામિયો જન્મ હોતે,
નહી ગર્ભનાં દુઃખ દારૂણ જોતે. ॥
બહૂ ભૂમિ જ્યાં જ્યાં પ્રભુ સંચર્યારે,
ઘણા જીવ સંસારથી ત્યાં તર્યારે. ॥
ભદા છો પશુ યોનિ મે હોત પાળી,
થતે દર્શણે લોચનો ભાગ્યશાળી. ॥
હવે માંગુ પાદાબ્જની ભક્તિ સેવા,
દિયો દાસને એજ દેવાધિદેવા. ॥

---

### પદ.

જય જય શ્રી રઘુનંદન, જય જય
રામ અયોધ્યા વાસીરે;

પુર્ણાનંદ પ્રભુ પરમેશ્વર,
અવ્યય ને અવિનાશીરે ॥ જય.
અકળ નિરંજન નિત્ય ચિદાત્મક,
નિર્ગુણ પુરૂષ પુરાણીરે;
આદિ અંત રહિત જ્યોતી રૂપ,
પામે નહિ મન વાણીરે ॥ જય.

જય નારાયણ નિત્યપરાયણ
તપમૂર્તિ યોગીશ્વરરે,
પરમહેતુ વિજ્ઞાનતણા તમ,
અમળ તત્વ પ્રાણેશ્વરરે ॥ જય.
જગન્નાથ શ્રી જાનકિવલ્લભ
જય જય જનહિતકારીરે,
રાક્ષસ ગર્દનમર્દન રાઘવ,
જય જય ધર્મ ઉધ્ધારીરે ॥ જય.

ભકત પ્રીય ભગવાન ભુતેશ્વર
જય જય ભવ ભય હારીરે,
જય અજ્ઞાન તિમિર નાશક જય,
પરમધામ દાતારીરે ॥ જય.

જય કરૂણાર્ણવ નાથ કૃપાળુ
જય જય અભય પ્રદાયીરે,

કલ્પ વૃક્ષ શ્રી છો ત્રિભુવનમાં,
મનવાંછિત ફળદાયીરે ॥ જય.
ચરણકમળ સિધ્ધિ સહુ સેવે
રૂષિવર મુનિવર વંદેરે,
જનકસુતા પદપંકજ ચાંપી,
રાત દિવશ આનંદેરે ॥ જય.
ભવ્યતરૂ એ છાયા નીચે
લઈ આશ્રય વિરામુંરે,
તાપ સમે સહુ પાંથિતણા અહિં,
નિશ્ચય હું સુખ પામુંરે ॥ જય.
ભકિતવાટિકા રમ્યવિશાળી
તરૂવર વચમાં છાએરે,
માર્ગતણો શ્રમ સરવ મિટે અહિં,
સત્વર શાંતિ થાએરે ॥ જય.

---

## પ૬

### રાગ ધનાશ્રી.

બળિ તારી ચતુરાઈ, રાવણ, બળિ તારી ચતુરાઇ ॥ ટેક.
માયા મૃગ મનહર ત્રિભુવનમાં, જાએ જિવડોભાઇ
॥ રાવણ.

સુવર્ણ મણિમય કાંતી સુંદર, પ્રગટ કિધો વનમાંહી
॥ રાવણ.
લહિ મન ભૂલી, સીતા ભોળી, વસી રહ્યો મનમાંહી
॥ રાવણ,
કરિ બહુ ઓહટ, લેવા તેને, મોકલિયા રઘુરાઈ
॥ રાવણ,
ઠગ સન્યાસી નિજરૂપ ધાર્યું, જિતવાને જગમાંઇ
॥ રાવણ,
હરણ કરી, સમજી સીતાને, હરખે રહયો ફુલાઇ
॥ રાવણ,
છળતાં તેને, મુરખજપોતે, નિશ્ચય ગયો છળાઇ
॥ રાવણ.
નથિ નથિ સાચી, સતિ સીતા એ, છાયા માત્ર જણાઇ
॥ રાવણ.
નથિ અબળા, છે સીતા સબળા, ત્રિભુવનમાંહિ ગવાઇ
॥ રાવણ.
એજ શકિતના પ્રતાપથીરે, વન પ્રગટયો મૃગ કાંઇ
॥ રાવણ.
સ્વરૂપ પલટવા તુજ મતિ થઈ તે, ગણુ તેનો મહિમાઈ
॥ રાવણ.

દુર્મતિ સ્વાર્થિ, બહુ દુખદાઇ, ગયો મરણમાં ધાઈ
॥ રાવણ.
જગજનની જગનું હિત કરવા, રચના રચત નવાઈ
॥ રાવણ.
છાયા માત્રતણો જહિંથાએ, પ્રવેશ લંકામાંહી
॥ રાવણ.
નગર ખળભળ્યું, બહુ ઉત્પાતે આગ બધે ફેલાઇ
॥ રાવણ.
રામ પ્રતાપે પડશે અંતે, રણમાં તું રોળાઇ
॥ રાવણ.
ત્રિભુવનમાં શ્રી રામચંદ્રનો, જય જય રહ્યો ગવાઇ
॥ રાવણ.

---

૫૬.

રાગ કાલીંગડો.

શાને બોલેજી, મુખથી રામ રામ જીવ બોલે ॥ ટેક.
રામ રામ નિશદિન મિથ્યા શું, માત્ર મુખેથી બોલે
મદ મદિરે માતંગ મસ્ત છે, મિથ્યા મસ્તક ડોલે ॥ શાને
જન મંડળ બહુ ચકિત બને પણ, મસ્તીને પરિણામે
પશુ અણસમજુ સકત બંધનાં, બંધનનાં દુખ પામે ॥ શાને

રામ રામ મુખથી બોલીને, કરવાં કરમો કુડાં
કુડ કપટનાં કરે વિચારો, અંતરમાં નિત ભુંડા ॥ શાને
અંતરયામી સઘળે વ્યાપક, દૃષ્ટા પળ પળ કેરો
તેને બોલાવી આચરવો, ધન્ય ! અનર્થ ઘણેરો ॥ શાને
અપરાધી એ અધિક અવરથી, કયમ કરી નહી છુટાએ
અવગતી તેની યમપુરી મધ્યે, જોતાં નહિં જોવાએ ॥ શાને
પરહિત તિરસ્કાર કરીને, સ્વારથને જે સાંધે
બંધ રામ મંદિરને પૂરતો, કોટ કઠિણ તે બાંધે ॥ શાને
રામ રૂપ ને રામ ગુણવણ, રામસમિપ કયમ જાવું
રામસમીપે જાવા કારણ, રામ સરીખા થાવું ॥ શાને
સૃષ્ટિ રામતણી લીલા છે, અતિશય વિસ્મયકારી
ઇષ્ટ મનોરથ પ્રાપ્ત થવાને, નિયમ દિધા વિસ્તારી ॥ શાને
બીતે અનુસરી સરવ નિયમતે, હેતુસિધ્ધિમાં મચશે
ખરેખરો તે ભકત રામનો, રામ રૂદયમાં રૂચશે ॥ શાને
માટે કાર્ય જગત હિત કરવાં, મિથ્યા તજી લવારી
કરૂણાસાગર રામ કૃપાળુ, રિજશે ભવભયહારી ॥ શાને.

---

## ભુજંગી.

તમો શ્રી હનુમંતજી છો યશસ્વી,
પુજે પાદપદ્મો તમારાં તપસ્વી. ॥

તમારો મહીમા લહું છું અનંત,
સદા શુભ્ર કીર્તિથી છાઇ દિગંત. ॥
તમે ભકત શ્રી રામના શ્રેષ્ટરાજો,
બહુ સ્વામિ સેવામહી નિત્ય ગાજો. ॥
બહૂ રામ રામાયણે છે વખાણ્યા,
પરંતુ તમોને ન જકતે પિછાણ્યા. ॥
તમારા વિના શી કરી કાર્ય સિધ્ધી,
છતે શ્રી રઘૂવીર વિશાળ બુધ્ધી. ॥
હતા સાધને શ્રેષ્ટ શ્રી વાનરેશ,
વડી કીર્તિ તો પામિયા શ્રીનરેશ. ॥
સિતા માતનું રાવણે હર્ણ કીધું,
પછી ગુપ્ત લંકામહી ધામ દીધું. ॥
વિના સેતુ તે સિંધુ ઓળંઘિ નાખ્યો,
ખરો રામના દૂતનો ટેક રાખ્યો. ॥
તમોથી રઘૂપત્નિની ભાળ લાગી,
ભિતી ભાવિની સર્વ તત્કાળ ભાગી. ॥
સિતાજીતણો શોક કીધો વિનાશ,
દિધી સ્વામિ સંયોગની સાચિ આશ. ॥
અહો શું તમારા પ્રતાપી પ્રવેશે,
બધી ખળૂભળી લંકપૂરી અતીશે. ॥

મુકયું બાળી કાંઇક લાહે લગાડી,
દશ ગ્રીવને ચેતવ્યો છે અગાડી. ॥
સતી શોધના સુ સમાચાર આપી,
રૂડી ધૈર્યતા રામને ઉર થાપી. ॥
રચાવી રૂડો સિંધુ સેતુ ઉમંગે,
લિધા છે રઘુવીરને નીજ સંગે. ॥
અયોધ્યાપુરીથી હરી ઉતરીને,
કૃપાળૂ થયા એમ લંકાપુરીને. ॥
થયું યુદ્ધ લંકેશ સાથે અતુલ,
બધે ઉલટયું રાક્ષસી દુષ્ટ કુળ. ॥
અહો અંજની સૂત શકિત તમારી,
તહીં વર્ણવા અલ્પ છે બુદ્ધિ મારી. ॥
તમારૂં અતી વીર્ય તે ના કથાએ,
હણ્યા રાક્ષસોની ન સંખ્યા ગણાએ ॥
ગળ્યા વાનરોને ભુંડા કુંભકર્ણે,
કરી ત્રાહિ સર્વે પડયા આપ ચર્ણે. ॥
નખે દુષ્ટનું પેટ નાખ્યું વિદારી,
પડી બારિ શું પેટમાં હાસ્યકારી. ॥
મુકે મૂખમાં વાનરોને અનાડી,
કુદી નીકળી જાય તે બૂમ પાડી. ॥

ઢળ્યા ધર્ણી સૌમિત્રિ મૂર્છા થતામાં,
ત્રે સૈન્ય ને રામ તે સામ સામા. ॥
ઘડી વેગથી ઔષધી આપિ આણી,
ઉઠયો વીરને ગાજી છે હર્ષ વાણી. ॥
તમારા વિના કોણ એ કાર્ય સાધે,
ગિરી દૂરથી આણતે કો અબાધે ॥
કિધો ઇંદ્રજીતે વડો હોમ ખાળ્યો,
પડયો વીર સંગ્રામમાં તે નિહાળ્યો. ॥
કિધો તેમ લંકેશનો યજ્ઞ ભંગ,
તમે રાખિયો ખૂબ ત્યાં એમ રંગ. ॥
કદી યજ્ઞ વિધ્વંસ હોતે નહીરે,
થતે હાર લંકાપતીની કહીંરે. ॥
જિત્યા રામ સીતાજિ આવી મળ્યાં છે,
બહૂ હર્ષનાં અશ્રુ મીઠાં ઢળ્યાં છે. ॥
લઇ સંગ સીતા, તમોને, પ્રભુજી,
પધાર્યા અયોધ્યાપુરીમાં રઘુજી. ॥
રહ્યું ગાજિ જેકારથી ત્યાં ખગોળ,
કરે દેવતા પુષ્પ વૃષ્ટી અમોલ. ॥
લહી અપ્રતીરૂપ ભકિત તમારી,
સિતારામને સંચર્યા સ્કંધધારી. ॥

કૃપાનાથ શ્રી રામચંદ્રે સ્વિકારી,
તમારી રૂડી ખ્યાતિ વિશ્વે વધારી. ॥
વસો જ્યાં તમે ત્યાં સદા રામ પોતે,
કિદયો જ્યોતિમાં વાસ તે સત્યજ્યોતે. ॥

મહા વીર છો વીર્ય સોહે અતૂલ,
બનો સૂક્ષ્મરૂપી, વધો છો વિપૂલ. ॥
બધી જકતના પ્રાણ વાયુતણારે,
તમો વિક્રમી પુત્ર સોહામણારે. ॥

ગતી સ્થાવરે જંગમે છે તમારી,
તમારો રહ્યા જીવ આધારધારી. ॥
ગિરી ગહ્વરે ભૂતળે વ્યોમમાંહી,
નિચે છેક પાતાળ દીગંતમાંહી. ॥

અવિઘ્ને બધે સર્વદા સંચરો છો,
સ્વતેજે પ્રકાશીત સંધુ કરો છો. ॥
ઉખેડા મહા વૃક્ષગીરી શિલાને,
કથી કેમ જાએ તમારી લિલાને. ॥
રવી ઉગતો દીપતી તેવિ કાંતી,
મિટે દર્શણે ગાઢ તીમીર ભ્રાંતી. ॥
ધર્યું અંગ કોપીન સુવર્ણી સોહે,
કછોટો કછ્યો વજ્ર ત્યાં મંન મોહે. ॥

મણીથી જડેલી દિપે શીર ટોપી,
રહી કર્ણનાં કુંડળે વીજ ઓપી. ॥
વપુ શુભ્ર યજ્ઞોપવીતે વિરાજે,
પ્રવાળું બહુ પુચ્છ વર્ણેથી લાજે. ॥

ધ્રુજાવ્યા બળે સૂર્યને કેતુ રાહુ,
બતાવ્યા તમે ઇંદ્રને નીજ બાહુ. ॥
થયા દેવ વિસ્મે વડું વીર્ય જોઇ,
કહીં રોકવાને નથી શકિત કોઇ. ॥

અતી રીજવે સર્વ આશીશ આપી,
દિયે દિવ્ય આયુષ્ય પુરાં પ્રતાપી. ॥
કપી રૂપ છે વિશ્વના કાર્ય કાજે,
ખરૂં રૂદ્રનું રૂપ તેજસ્વિ રાજે. ॥

તમારી સદા મૂર્તિ કલ્યાણ કારી,
કૃપા દ્રષ્ટિ તો ભકતને છે પ્રસારી. ॥
પિડા ભૂત પીશાચ વેતાળ કેરી,
પિડે જે પિડાઓ ગ્રહોની ઘણેરી. ॥
તમારૂં સદા સ્મર્ણ તે સર્વ ટાળે,
ખરા ભકતનાં પાપના પુંજ બાળે. ॥
તમે સર્વ સંકષ્ટને વિઘ્ન કાપો,
રઘુવીર પાદાબ્જની ભકિત આપો. ॥

પુરો આશ મિટાડિને સર્વ ત્રાસ,
કરૂં વીનતી જોડિને પાણી દાસ. ૧૧

## ઈશ્વર સ્તુતિ.

### લલિત છંદ.

પડિ સવારને રાત તો ટળી, સુરજ પૂર્વમાં ઉગશે વળી.
જગતના બધા જીવ જાગિયા, સુઇ રહે જનો જે અભાગીયા.
મધુર બોલ શું પંખિ બોલતાં, બળદ પાદરે જાય ડોલતા.
ઘણુ ઘંટ તે મંદિરે થતા, ભજન બોલતા માગણો જતા.
કંઇક વેદિઆ વેદને ભણે, ચપળ ખેડુતો પાકને વિણે.
જિવ મચી રહ્યા નીજ કામમાં, કયમ પડી રહું આળસુ સમા.
પ્રથમ ઉઠિને અંગ મોડિને, જગત નાથને હાથ જોડિને.
ફરિ ફરી પગે લાગું હું અરે, પુરણ મારિ જે કાળજી કરે.
ફિકર રાતરે માયરી કરી, નહિ હતું મને ભાનરે જરી.
ફળ ફુલો અને અન્ન નીપજે, શરિર રક્ષણે લુગડાં સજે.
જિવનના ભલાં સાધનો બણે, શું રચના રચી જીવ કારણે.
પવન પ્રાણિને અગ્નિને કીધાં, સુરજ ચંદ્રનાં સૂખ છે દિધાં.
ભુલિશ કેમ એ ઉપકારરે, દિનદયાળ છો વિશ્વપાળરે.
પુરણ પ્રીતથી પાળતા હરી, સુખ અનેક દેતા ફરી ફરી.

પ્રથમ અંતરે ધ્યાન હું ધરૂં, હરિ હરી ફરી, મૂખ ઉચરૂ.
મતિ મને ભલી આપજો હરી, કપટ જુઠથી હું રહું ડરી.
ભણિ ગણી હું તો પાર ઉતરૂં, સફળ માયરી જીંદગી કરૂં.

---

## સ્રગ્વિણી છંદ.

ઉઠિને હું સવારે જપું શ્રી હરી,
દુનિઆ સર્વ જેણે ભલેરી કરી.
સૂખનાં સાધનો જીવને આપતો,
ભાવથી તે પ્રભુને નમું આપ તો.
જન્મ માબાપથી પામિઓ છું ખરે,
પાળિ પોષી મને હેત તેઓ કરે.
તંન ને મંન ને ધંન મારે હ્હતે,
વાપરે તેમને હું નમું છું પ્રિતે.
બોધથી નીતિ વિદ્યા મને શીખવે,
સૂખ સંપત્તિ ને કીર્તિ જેથી મળે.
તે ગુરૂ પૂજવા જોગ જાણ્યા જગે,
ભાવથી તેમને લાગું હું તો પગે.
નામિને સર્વને એમ હું શીશરે,
કામ મારૂં પછી સંધું માંડીશરે.
સારિ દેજો મતી જકતના નાથરે,
વીનવું એટલું જોડિને હાથરે.

---

## ગરબી.

પ્રભુજી નમો નમોરે નમો નમો ॥ ટેક.
હાંરે નમું જોડી જોડીને સહુ હાથ,
હાંરે કરો કૃપા કટાક્ષ વિશ્વનાથરે. ॥ પ્રભુ.
હાંરે જુઓ દીન દયામણા અમને,
હાંરે જાણો સંધું શું કહીએજી તમનેરે. ॥ પ્રભુ.
હાંરે પામે પીડા જગત બહુ ત્રાસે,
હાંરે જીવ હાડપીંજર માત્ર ભાસેરે. ॥ પ્રભુ.
હાંરે ભુંડી મરકી તે ઠેર ઠેર ધાઈ,
હાંરે રીજે રીજે તે સંહાર માંહિરે. ॥ પ્રભુ.
હાંરે માત તાત સગાં સ્નેહી સહુ નાશે,
હાંરે ધ્રુજે ધરતી રોગી રાખતાંજ પાસેરે. ॥ પ્રભુ.
હાંરે અનાવૃષ્ટિની વાત કશી કહિએ,
હાંરે બહુ દુઃખો દુકાળનાં સહિએરે. ॥ પ્રભુ.
હાંરે મળે અન્ન તો નહીજ, નહી પાણિ,
હાંરે પીડા પામી પામી તરફડે છ પ્રાણીરે. ॥ પ્રભુ.
હાંરે બધે કલેશ કલેશ શબ્દ એજ ગાજે,
હાંરે માંડી જુઠી લડાઇ કંઇ રાજેરે. ॥ પ્રભુ.
હાંરે જાય ફાટી આભ રણ રણકારે,
હાંરે બુડી પૃથ્વી તે લોહીની ધારેરે. ॥ પ્રભુ.

હાંરે અગણુ શૂરવીર ધરણીએ ઢળ્યા છે,
હાંરે ઉંચા ડુંગરો અપાર શું વળ્યા છેરે. ॥ પ્રભુ.
હાંરે ત્રુટે ડુંગરો જમીન જાય જળમાં,
હાંરે જ્વાળા મુખી ઉછળતા બળમાંરે. ॥ પ્રભુ.
હાંરે ઠેર ઠેર વડી લાગતી લાહે,
હાંરે બળી ભસ્મ ઘરો અનેક થાએરે. ॥ પ્રભુ.
હાંરે ધ્રુજી ધરતી તે સર્વને ધ્રુજાવે,
હાંરે નગર રમ્યને વેરાન તે બનાવેરે. ॥ પ્રભુ.
હાંરે કરે વૃધ્ધ બાળ બહુ કીકીઆરી,
હાંરે જાન માલની શું થાય છે ખુવારીરે. ॥ પ્રભુ.
હાંરે મુકી મર્યાદ સિંધુ ઉછળતો,
હાંરે વડાં નાવ વાર વાર બહુ ગળતોરે. ॥ પ્રભુ.
હાંરે રૂઠયાં તત્વ જે સદાય સુખકારી,
હાંરે ખરે આવી શું પ્રલયની વારીરે. ॥ પ્રભુ.
હાંરે એમ ઘુમે સંહાર સહુ ઠામે,
હાંરે ક્ષણુ માત્ર જીવ લેશ ના વિરામેરે. ॥ પ્રભુ.
હાંરે છાંડયા છાંડયા રૂતુએ નીજ ધર્મ,
હાંરે બધે વ્યાપ્ત વિશ્વમાં વિરોધી કર્મરે. ॥ પ્રભુ.
હાંરે નથી દુઃખનો પ્રભુજી કાંઇ પાર,
હાંરે નિરાધાર નરનાર છે નાચારરે. ॥ પ્રભુ.

હાંરે જુઓ જુઓ શું દીનના દયાળ,
હાંરે તમે તો મનાઓ વિશ્વ પ્રતિપાળરે. ।। પ્રભુ.
હાંરે અમે પાથરી પાલવ પાય લાગું,
હાંરે તાણી નાકની લીસોટી ખમા માગું રે. ।। પ્રભુ.

---

## ભુજંગી છંદ.

કૃપાનાથ વિશ્વંભરા વિશ્વનાથ,
પદાબ્જે પડી વીનવું જોડી હાથ.
કરો શાંતિ આ દુષ્ટ વ્યાધી સમાવી,
નથી નીરખી કષ્ટની વારી આવી.

તજે ભ્રાત ભગ્ની પિતા પુત્ર માત,
કહું શું પછી અન્ય સ્નેહીનિ વાત.
સહૂ સ્નેહ સંબંધ ત્રુટી ગયાં છે,
નિરાધાર સર્વે મનુષ્યો થયા છે.
દયા શબ્દ તે માત્ર મુખે વસે છે,
પિડાથી સહુ પ્રાણી આઘે ખસે છે.
સહૂ નાસતા ધામને કામ મેલી,
નહી દેખીએ કોઇનો કોઇ બેલી.
બધે આત્મ રક્ષા તણી વૃત્તિ છાઇ,
બધે થાય પોકાર તે ત્રાહી ત્રાહી.

ભુંડી આગ સર્વત્ર લાગી રહીરે,
કંઇ નાસવાની ન બારી લહીરે.
અતી તર્ફડે પંખિડાં કાંઇ જાણે,
મનુષ્યો બધે તર્ફડે તે પ્રમાણે.
"કહીં નાસું ને શું કરૂ' શબ્દ એ છે,
"થઇ દુષ્ટ પૃથ્વિ નહી માગ દે છે."
વ્રુજ અંતરો ત્રાસથી છે ભરેલાં,
જણાએ થયાં જકતમાં સર્વ ઘેલાં.
વિંટયું ગાઢ તીમીર સર્વે દિશાએ,
પડે આખડે ધૂમ્રમાં ગુંગળાએ.
ન જોઇ જતી જકતની પીડ આવી,
નિહાળો નિહાળો દયા દીલ લાવી.
સૃજી સૃષ્ટિ છે શું પ્રભુ કષ્ઠ કાજે,
કરો તાત શું, તાતને એ ન છાજે.
કહે કર્મ કેરાં ફળો સર્વ ચાખે,
વળી છે સીમા ધૈર્ય તે કેમ રાખે.
તમે તો દયાના નિધી છો અગાધ,
નથી વસ્તુ કો! આપનેરે અસાધ.
રચી સૃષ્ટિ છે જીવને સુખકારી,
'સુતું સુખ ને પીડતું કષ્ટ કારી.

પ્રજાના હિતાર્થે દિધા ભોગ ભારી,
લિધા જન્મને દુઃખ નાખ્યાં નિવારી.
તમારી પ્રજા પોષણે જાણીં ખ્યાતી,
નચિંતાઇ આતો નથીરે સુહાતી.
કરે વાંક કોટી પ્રજા બુધ્ધી હીણ,
થશે શું પિતાને દયા દીલ ક્ષીણ.
ક્ષમારે ક્ષમા દોષ સર્વે કરોરે,
હવે શાંતિ સર્વત્ર તો વિસ્તરોરે.
હજો શાંતિ તે પૃથ્વીમાં વારી માંહી,
હજો શાંતિ તે વાયુ આકાશ માંહી.
હજો શાંતિ તે સ્વર્ગને અંતરિક્ષે,
હજો શાંતિ તે દેવ ગંધર્વ યક્ષે.
હજો શાંતિ તે પ્રેત પિશાચ માંહી,
હજો શાંતિ તે સર્વ ભૂતાદિ માંહી.
હજો શાંતિ નક્ષત્ર તારા ગ્રહોમાં,
બુંડો દ્વેષ વિકાર કયાંહી રહો માં.
હજો શાંતિ પાષાણને ઔષધીમાં,
હજો શાંતિ તે જીવ જાતી બધીમાં.
હજો શાંતિ શ્હેરે હજો શાંતિ ગામે,
વને શાંતિ શાંતિ હજો સર્વ ઠામે.

હને શાંતિ શાંતિ સુ શાંતિ હરીરે,
રહ્યા ધર્મની વૃતિ તે વિસ્તરીરે.

---

૫૬

રાગ કાફી.

માગણ આવ્યો દ્વાર, રે, પ્રભુ શ્રવણ ધરોજી ॥ ટેક.
ઉજવળ તમ યશ વિશ્વ વિશેરે,
ગાજી રહ્યો છે ઉદાર, રે પ્રભુ. ॥
જગ પ્રતિપાલન, દુઃખ વિદારણ,
લહી કૃતિ અપરંપાર, રે પ્રભુ. ॥
નર પતિના પતી, વિશ્વ વંદિત છો,
ચરણ કમળ શુભકાર, રે પ્રભુ ॥
તમ તુલના તે, નથિ ત્રઈ લોકે,
રાજોજી ઉપમા પાર, રે પ્રભુ. ॥
બાગ બગીચા, હયરથ હાથી,
જાચું ન ધન સુત નાર, રે પ્રભુ. ॥
જાચું જાચું હું તો ભકિત વીમળરે,
સમરથ છો દાતાર, રે પ્રભુ. ॥
તમ ગુણ કીર્તન ગાઇ બજાવું,
થઇ ગઇ છે બહુ વાર, રે પ્રભુ. ॥

પૃથવી પતી કંઇ નજર કરોજી,
આશ પુરો સરદાર, રે પ્રભુ. ॥

---

પદ

રાગ મારૂ પરજ.

આનંદ ઉર ન સમાએરે, હરિ દર્શણ થાતાં ॥ ટેક.
જનમ જનમનો યત્ન સકળતે,
આજ સફળ મુજ થાયોરે. ॥ હરિ.
પુલકિત તનુ નિજ, ગદ્ ગદ્ વાણી,
તન પરીસ્વેદથી છાએરે. ॥ હરિ.
શશિ કિરણે જેમ ચંદ્ર મણીથી,
જળનાં બિંદુ ઉભરાએરે. ॥ હરિ.
સુરજ ઉદય જ્યમ ગગન થતામાં,
કમળ ખિલી હરખાએરે. ॥ હરિ.
ચંદ્રનું દર્શણ થાતાં તરત જ્યમ,
સાગર હરખિ પુલાએરે. ॥ હરિ.
નેન કૃતારથ આજ થયાં છે,
હરખનાં આંસુ ભરાએરે. ॥ હરિ.
જય જય દેવ દયા નિધિ જય જય,
લાગુ હું ફરિ ફરિ પાયેરે. ॥ હરિ.

## પદ.

રીસાવ્યા રસીક સંગાથે રાધા—રાગ.

પુર્યો કાળી કોટડીમાં કહીં નાથ,
છોડો છોડો વિનવું જોડી બેઉ હાથ. ॥ ટેક.
કિધા અપરાધ મેં થાય ન ગણતી,
સહ્યા ફટકા બહુ કાય ચચણતી,
શરાણે ચઢી મતિ નિર્મળ બણતી. ॥ પુર્યો.
પ્રભુ મેં તો ખોઈ છે આંખ અંધારે,
અહીં તહીં અફળાવવું નિત મારે,
દયા દીનબંધુ વિના કોણ ધારે. ॥ પુર્યો.
પ્રભુજિ હું તો અકળાઇ છેક ગયો છું,
સુધો સદ્‌વૃત્ત ને દીન થયો છું,
શરણ તમ ચરણનું માગી રહ્યો છું. ॥ પુર્યો.
દયા દીલ લાવી કરોની સહાય,
મતી શુભ પ્રેરજો અંતર માંહ્ય,
ફળે શ્રમ મુકિત તે અહિં થકી થાય. ॥ પુર્યો.

---

## વસંતતિલકા વૃત્ત.

જાણ્યાં ન ગોત્ર કુળ ને નથિ નામ જાણ્યું,
જાણ્યો નથી વરણને રૂપ ના પિછાણ્યું.

છે અક્ષરાતિત કળાતિત તે અતીત,
આદિ અનાદિ ત્રિગુણાતિત સત્ય નીત્ય.
છે શબ્દનો સબળ આશ્રય જે સદાએ,
તેને સમાવિ કહિં શબ્દ મહી શકાએ.
જાણ્યું નથી અવનિમાં ખરૂં નામ તેનું,
કોણે કિધું કથન પૂર્ણ ચરિત્ર એનું.
તેની કૃતિ અગણ્ય ચિત્ર વિચિત્ર સોહય,
પ્રત્યેકના સુચક શબ્દ વદેછ કોય.
શબ્દો અનેક પણ પૂર્ણ નહિં બતાવે,
છે બિંદુ સિંધુ મહી તે, નહિ પાર આવે.
છે શબ્દની તદપિ શું અતી હોડ મારી,
શું ધર્મનાં નિમિતથી ઈરષા પ્રસારી.
જાણે પશુ ધુરકતા ત્યમ શબ્દ માટે,
ધીમાન માનવિ લડે મુરખાઈ વાટે.
મોટી રૂધીર તણી નીક ઘણી વહી છે,
દેશોતણી અવદશા બહુધા કહી છે.
મારો મરો સરવ એમ કહ્યું શું તાતે,
આપે કિયો ધરમ સમ્મતિ એવી વાતે.
છે હિંદુ જૈન બુધ પારસિ ઇસલામી,
ખ્રીસ્તીજ યાહુદિ ચિના બહુ અન્ય નામી.

કર્તા જુદો સરવનો કવણ કહ્યો છે,
રે એક ઇશ્વર બધા ધરમે લહ્યો છે.
તે એકનું સૂચક નામ કહો ગમે તે,
છે તત્વ એક સહુને રૂદયે રમે તે.
તે એકનું સ્મરણ હું કરૂં દીન રાત,
છું તું ત્રિભુવન તણો પ્રભુ એક તાત.
તું રામ ને રહિમ તું હુરમઝદ તું છે,
અલ્લા જિનેશ્વર ખુદા પણ તેજ તું છે.
તું ગોડ તાઓ તુંજ છે, તુંજ પદ્મપાણી,
તું શીવ વિષ્ણુ, લહું એજ વિલાસ વાણી.
નામો જુદાં પણ રહ્યું સત તત્વ એક,
જેની કૃતી નિરખિને બનું સ્તબ્ધ છેક.
જાણું નહીં કયમ કરૂં તુજ પ્રાર્થનારે,
સાચું નથી શરણકો અહિં તું વિનારે.
જ્યોતીતણાં અકળ કારણ જ્યોતિનાથ,
પદાબ્જ વંદન કરૂં નિજ જોડી હાથ.

---

## વસંતતિલકા.

નિદ્રા મહી નાહ હતું તન ભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે;
તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂં રે,

કાર્યો બધાં દિવસનાં પછિથી કરૂં રે. ૧.
છે રાત્રિ તો પ્રલયરૂપ નિવૃત્તિ કાળ,
નિદ્રામહી વિલિન જીવ થયા નિહાળ;
જીવોનું પાલન કરે પ્રિતથી સદાએ,
તેના હિતાર્થ રચના જગની જણાએ. ૨.
તેજસ્વિ સૂર્ય શશિ નિત્ય પ્રકાશ આપે,
ચૈતન્ય તે સુરજનાં કિરણોથિ વ્યાપે;
પુષ્ટી કરે શરિરની શશિ તે પિયૂષે,
મુક્યાં પિતા જનની રૂપ અહીં શું દશે. ૩.
કીધું સદા ફરતું તે રૂતુ ચક્ર ચારૂ,
જેથી મળે નવિન ભોગ વિલાસ વારૂ;
શું ભાન ચાર યુગનું જનને કરાવે,
સત્કર્મના સમય ને ફળને બતાવે. ૪.
જો મેઘ મંડળ કરે નિયમીત વૃષ્ટી,
આનંદમાં લિન પ્રફુલિત સર્વ સૃષ્ટી;
પૃથ્વી વનસ્પતિ વડે ધન ધાન્ય આપે,
પ્રાણી તણા વિવિધ કષ્ટ કઠીન કાપે. ૫.
શું આ સૃજ્યાં, પવન, પાવક, પાણિ ઇશે,
પ્રાણીતણું જિવન એ ત્રણ નિત્ય દીશે;
દાસત્વ તો મનુષ્યનું ત્રણને દિધું છે, ૬

શું સૂખનું સબળ કારજ એ કિધું છે. ૬.
આહા, પ્રભુ મનુશને મન બુદ્ધિ આપી,
સત્તા વડી સહુ જિવોપર તેની થાપી;
એવું સદાય પ્રતિપાલન જે કરે છે,
પાપી કૃતઘ્નિ જિવતે, નહિ જે સ્મરે છે. ૭.
માગું સુબુદ્ધિ પ્રભુજી નિતિ પંથવાળો,
ભૂલાવતા સકળ સંશય મૂજ ટાળો;
કર્તવ્ય ચુસ્ત બનિ કામ બધાં કરૂં રે,
સદ્ભકિતથી પ્રભુ પદાબ્જ મહી ઠરૂં રે. ૮.

---

## મંદાક્રાંતા.

ગીરી મોટા ગગન અડતા રત્ન ભંડાર ભારે,
હીમે વીંટયા સુરજ કિરણે રત્ન કાંતિ પ્રસારે;
ધોધો રૂડા કંઈક ધરતા વારિના શબ્દકારી,
પાષાણે તે પડિ ચળકતા, પંકિત હીરાની ન્યારી. ૧.
પાતાળે શું, દુરિત કૃતિને, ખેંચિ જાવા તણી રે,
ખોદેલી છે તિમિર, ભય, ભરી, ખિન્ન ઉંડી ઘણી રે;
વિશાળા શું અખુટ જળના, સિંધુ ભંડાર ભાસે,
પ્રાકે મોતી, અગણ્ જિવની, ગુપ્ત સૃષ્ટિ વિલાસે. ૨.
સિંધુનું શું, વસુમતિધરે, વસ્ત્ર તેજસ્વિ રંગી,
મોતી માળા, ચપળ નદિને, કંઠ ધારે ઉમંગી;

વૃક્ષો જોતાં વિવિધ વરગી, ચમ્મરો શોભતાંરે,
રંગી પુષ્પો રૂચિર ફળદા, નેનનો લોભતાંરે. ૩.

જુદી જુદી પશુ જિવ તણી, ચિત્ર વિચિત્ર જાતી,
ગીરી, ગુફા, વન નગરમાં, વિસ્તરેલી જણાતી;
પંખીડાંઓ લલિત વરણી, નાદ મીઠા કરે છે,
બાંધે માળા ગગન ઉડતાં ઉદ્યમે જો ફરે છે. ૪.

જોતાં કેવા વિવિધ ગુણને, વર્ણના માનવી છે,
બુદ્ધિવંતા પ્રબળ મનના, દૈવિને દાનવી છે;
નાના ધાન્યો નવનવિ રૂતુ, નિત્ય છે દીન રાત,
પ્રાણીઓનાં સુખ નિમિત છે, યોજના ભાત ભાત. ૫.

કોટી રૂપો અસમ સરવે, કારિગીરી કરીશું,
વિસ્મે પામી નયન મિચતાં, સ્તબ્ધ ઉભા ડરીશું;
આવી રૂડી સરવ રચના, પૃથ્વિ માંહી રચી છે,
ઉત્પત્તિને સ્થિતિ લય વિશે, ગુપ્ત શકતી મચી છે. ૬.

પૃથ્વિ જેવી અગણુ અવની, સ્હોય આકાશ માંહે,
સંધે આવી ઘટિત રચના, છે રચેલી જણાએ;
આપે હીરા કણિ સરખી તે, જ્યાં રૂડી રાત થાતી,
નિર્વિઘ્નેરે અધર પૂરતી, ગુપ્ત તે ગાન ગાતી. ૭.

કોટી તારા શશિ રવિ ગ્રહો, પૃથ્વી કોટી કરી છે,
જાણ્યો તેને મન વચનથી, પાર પોતે હરી છે;

સર્વ વ્યાપી અકળ નિરૂપી, શકિત તેની અનંત,
ધ્યાએ તેને વિમળ રૂદયે, ભકિતથી બુધ્ધિ મંત. ૮.
તેજો નીધી ગુણ રહિત તે, સત્ય વિજ્ઞાન ભાસે,
ભાવે તેનું સ્મરણ કરતાં, સર્વ સંકષ્ટ નાશે;
પ્રીતે તેનાં ચરણ કમળે, શીશ હું નિત્ય નામું,
ગાઈ તેના અગણ ગુણને, અંતરે હું વિરામું. ૯.
અજ્ઞાનીને ચિત ચળિત હું, છું કૃતઘ્ની અપાર,
પાપી પૂરો સ્મરણ નવ કીધા, આપના ઉપકાર;
પોતે છો શ્રી કરૂણ મુરતી, તાત પ્રેમી કૃપાળ,
વાળો વાળો સુપથ મુજને, જાણિને બુદ્ધિ બાળ. ૧૦.

---

## હરીગીત.

સહુ તાતનો પણ તાત છે જગતાત તે પરમેશ્વર,
વિખ્યાત મહિમા શક્તિ ને છે સ્વરૂપ ઉપમાથીપર.
સુપુત્ર થઇ સદ્ભાવથી, સેવા કરી રાજી કરૂં,
તેને અરૂચે ,વાત તે કિંચીત ચિતમાં ના ધરૂં.
શોભી રહયો છે તે સનાતન સત્યનો ભંડારરે,
મનવાણિ કર્મે સત્ય સેવું, તજિ અસત નિરધારરે.
નિજ વંશરૂપ તે સર્વને, સમ દ્રષ્ટિથી નીહાળતો,
મમ બંધુવત સહુ પ્રાણિ છે તો, રહું અચોરી પાળતો.
પરકીર્તિ ને પરદાર ને પરધન સદા કુશળ હજો,

મન વાણિ કર્મોની તે ભણી, નહિ વૃત્તિ લેશ કદી થજો.
છે અખુટ પ્રેમામૃત નિધી, પ્રભુ પોષણે સંતોષણે,
પાળી અહિંસા પ્રસન થાવું, સર્વ જિવનાં રક્ષણે.॰]
કદિ કોઇ જિવના શરિર કે, મનને નહીં પીડા કરૂં,
મન વાણિ ને કાયા વડે હું, અભય સંઘે વિસ્તરૂં.
શાંતી સદા સિંચન કરે, પ્રભુ શાંતિનું શુભ ધામ છે,
રહું શાંત ને તજું ક્રોધને, જે કલેશનો વિશ્રામ છે.
કોટી કરે અપરાધ જિવ પણ છે ક્ષમા સાગર હરી,
માટે ક્ષમાને સેવતાં, દિલ રીસ ધરવી નહિ જરી.
છે અચળ દ્રઢ અવિનાશી માટે, ધિરજ મારે ધારવી,
મન વશ કરીને ઇંદ્રીઓને કુપથ જાતાં વારવી.
નહિ હર્ષ શોક તણા તરંગે, ચિત્તને ચંચળ કરૂં,
ધરિ શસ્ત્ર ધર્મનું હાથમાં, નિર્માન માંહે સંચરૂં.
છે જ્ઞાનમય ઇશ્વર સદાએ, જ્ઞાની અપરંપારરે,
કરિ જ્ઞાન સંપાદાન જઇશ, અજ્ઞાન જળથી પારરે.
મૂર્તી પરમ નિર્મળ પવિત્રજ, તેજની એ ઝળકતી,
કરવા વિમળ તનમન પવિત્રજ, યત્ન તો કરવું અતિ.
છે નિપુણ પુજ્ય પ્રતાપિ કીર્તિમંત શકતી મંતરે,
જ્યાં તાત, તો અનુકરણ કરશે પુત્ર બુધ્ધિ મંતરે.
કરી ભિન્ન વર્તન અવર માર્ગે, કુપુત્ત સરવે સંચરે,

બહુ વિપત તેઓ પામશે, અનુતાપ વ્યરથ પછી કરે.
થાઓ પ્રતાપી પિતા સમ, ઉદેશ હું ઉરમાં ધરૂં,
માગી કૃપા પિતા તણી, હું પરમ શુભ મારૂં કરૂં.

## હરીગીતનો ઢાળ.

જેના બળે તારા ગણોના, ગોળ ગગને રાજતા,
પુદડી પૂરીને, કુથન કરિને કીર્તિ જેની ગાજતા.
બહુ ગર્જનાથી મેઘ મંડળ, ગૂણ જેના ગાય છે,
સિંધુ સ્તવી ઉંચા સુરે, વિહ્વળ થઈ પુલાય છે.
બંદી જનોનાં વૃંદ આતે, વાયરા ફરતા બધે,
સુર મધુરથી આલાપતા, યશ એમ જેનોરે વધે.
જેની પ્રસંશા પંખિડાં, ઉંચે જઈ નિત્યે કરે,
મોટા ગીરીવર વૃક્ષ જેને કાજ શિર ઉંચાં ધરે.
જેને રિજવવા ત્યાગથી વડ વૃક્ષ ધારે છે જટા,
જે શકિતને દર્શાવવા, ચમકી રહી વિજળી ઘટા.
થાવા ધ્વજા જેની સુરંગી ધનુષ આકર્ષાય છે,
ધ્રુજતી ધરા, જેના બળેથી અધર તો તોળાય છે.
પાષાણ ધાતુ પર્વતો, ઘટ ખડકમાં છે અંતરે,
સહુ વેલ વૃક્ષો છોડને, તૃણમાંહ્ય પણ જે વિસ્તરે.
પશુ પંખિને કિટ મનુષ આદી સર્વ જીવોમાં ઠરે,
રે જેની શકિતના પ્રવાહે ધારિયું બ્રહ્માંડરે.

છે તત્વમય બ્રહ્માંડ સરવે, તત્વબળ તે સબળ છે,
એ તત્વ બળનું મૂળ બળ જે, પ્રબળ તે ને અકળ છે.
નરનાર વિધવિધ ધર્મનાં, જેને વિલોકી છે રહ્યાં,
કૃતિ અતિગહન છે તે તણી, નહિ લક્ષણો જાએ કહ્યાં.
મન વાણિ બુધ્ધી પામતી નહીં પાર એ શકતી તણો,
એ શકિતનો સ્વામી અસંશય, અકળને અદભુત ઘણો.
અદ્દભૂત એ શકતી પતીનું, સ્તવન ભાવે આદરો,
કલ્યાણ સારી સૃષ્ટિનું, જય જય પ્રભુ નિત્યે કરો.

## અધ્યાત્મ.

### પદ.

### રાગ સોરઠ.

આ દર્પણે તું જોયશું, શું જોય તું આ દર્પણે,
મલકાવતો મુખ અંતરે ફુલાય છે શું હુંપણે.
હું હું કરે છે પણ અલ્યા, હું ને ન તું પીછાણતો,
વણ સમજ તું અજ્ઞાનને, રે જ્ઞાન સાચું જાણતો.
જોવા મથે છે સ્વરૂપને, શું સ્વરૂપની ઓળખ નથી,
થાશે શું ઓળખ તે તણી, જડ કાચના કકડાવતી.
એ કાચ પણ વિકારવશ છે, શુધ્ધરૂપ તુજ નહિં ગ્રહે,
જે નહિ ગ્રહે તે ક્યમ કરીને, સાચું રે તુજને કહે.

સંપુર્ણ રૂપ તારૂં વળી નહિ, કાચમાં દર્શાયરે,
થોડાં સ્વરૂપનો ભાસ તેમાં ભાઇ તુજને થાયરે.
તે પણ વળી તું જાણજે, રૂપ માત્ર છે ઉપરતણું,
એ મનન કર તું મનન કર, તુજને કહું શું હું ઘણું.
ચૈતન્યમય આ નેન તારાં, રહ્યાં દૃષ્ટિ કાજરે,
સર્વાંગ જોવા શકિતહિન, મિચાય ધરતાં લાજતે.
અદભૂત રચના જે રચાઇ શોભતી ભિતર વિશે,
નહીં લેશ તે રચના મહીંથી પ્રગટ કાંઇરે દિશે.
આ સ્થૂળ પણ સંપૂર્ણ તારૂં, નહિ તનેજ જણાયરે,
પછિ સૂક્ષ્મ ને પરસૂક્ષ્મની તે વાત કહિંજ કથાયરે.
આ યંત્ર જે સ્થુળ સૂક્ષ્મ ને પરસૂક્ષ્મનો વિચિત્ર છે,
પ્રસરી રહ્યું સર્વત્ર તેમાં, તેજ શુધ્ધ પવિત્રરે.
જે તેજના છે અંશરૂપે, રવિશશી તારા થયા,
જે તેજના આધારથી બ્રહ્માંડ તોળાઇ રહ્યાં.
તે તેજનાં બિંદુરૂપી જે, સુરજ ગગને સોહ્ય છે,
અધિકારી વણ જોવા મથે તે લોચનો નિજ ખોય છે.
એ સૂર્યનાં દર્શણ થવાને, દૃષ્ટિ તિવ્ર થવી ઘટે,
નહિ દૃષ્ટિ થાએ તિવ્ર તો વિકાર સઘળા નામિટે.
નિરખો પટાંતરથી ભલે પણ છે પટાંતર વિઘ્નરે,
નહિ• વસ્તુ સાથે દૃષ્ટિનું સંપૂર્ણ થાએ લગ્નરે.

વસ્તુતણા સંપૂર્ણ રૂપને, જ્યાં સુધી જાણ્યું નથી,
ત્યાં સૂધી તે અજ્ઞાન છે સંશય રહિત કહું છું કથી.
સંપૂર્ણ સાચું સ્વરૂપ જો, નિલોકવા ઇચ્છા કરો,
તો સેવિ ગુરૂ પદપંકજો, અભ્યાસ સાચો આદરો.

---

## ૫૬.

### રાગ—મહાડનો ઠુમ ઉપર.

અનુપમ રત્ન આ મળિયું રે,
નથી મુલ તેનું તે કળિયું રે ॥ ટેક.
રત્ન અમુલ્ય તે મન મળિયું રે
સાચવવું સજતંન,
જન્મ મરણથી મુક્ત થવાનું
સાચું છે એ સાધન. ॥ અનુપમ.
એ મન વિષયની મમતા કરીને,
તે મહીં જો ખરચાય,
નિર્ધન થઇ નર ખેદ કરેને
પૂઠળથી પસ્તાય. ॥ અનુપમ.
જોડાયું છે મન ઇંદ્રીયદ્વારા,
સર્વે વિષયની સાથ
ઇંદ્રીયદ્વારા વિત ખરચાતાં,

પાછળ ઘસવા હાથ. ।। અનુપમ.
હોય નળીઓ મુકી અનેકો,
જેમ જળાશય માંહ્ય
જો નળી મારગ નીર વહ્યું તો,
શુષ્ક જળાશય થાય. ।। અનુપમ.
ધામ તે જળનું, જળ જાતામાં,
આપશે શું આભાસ
થાય તહીં પછી તેજ શશીનું,
કેમ કરીને પ્રકાશ. ।। અનુપમ.
તેમ થયું મનવિત્ત રહિત તો,
કહિં હોય બુધ્ધિ પ્રકાશ
સંબંધ બુદ્ધિ ને મનનો મિટે તો,
નિશ્ચય થાય વિનાશ ।। અનુપમ.
રત્નાગર સમ મન કરવું રે,
જળથી સદા ભરપુર
સાર બીજેથી આણી નદીઓ,
તેનું વધારતી નુર. ।। અનુપમ.
ધગધગતા છે વિષય અંગારા,
મન કદી જો ઝલ્લાય
તેજ જતાં તે રત્ન ટળીને,
કોયલો કાળો થાય. ।। અનુપમ.

ઉંચુ પરમપદ મેળવવાને,
મોઘું એ રત્ન પમાય
સદ ઉપયોગ કરે નહિં નર તે,
નિશ્ચય નરકે જાય. ॥ અનુપમ.

---

પદ.

રાગ ધનાસરી.

મન હું તારૂં લઉંરે ઓવારણુ,
તારી તે છે બલિહારીરે ॥ ટેક.
મન વિના સહુ મનુશ પશુ સમ,
વરતશે નહીજ વિચારીરે ॥ મન.
ઇંદ્રી વિષયનો અનુભવ લે પણ,
સાર ન સમજણુહારીરે. ॥ મન.
તે નહી પાપને પુણ્ય પિછાણે,
લાજ વિનાની વિકારીરે ॥ મન.
સતને અસતના ભાન વિના ભુત,
ભટકે ભ્રમણમાં ભારીરે. ॥ મન.
દેહને દેહી સું તું દ્દઢ સાંધે,
દીશે કૃતી તુજ ન્યારીરે. ॥ મન.
સ્વરૂપ પિછાન છે એજ સંધાને,
જીવનનું છે શુભકારીરે. ॥ મન.

દેહ દીધી તે દેવને વંદુ,
મન જાણુ દેહ નકારીરે. ॥ મન.
જેણે મુકી મનશકિત વડી તે,
દેવ દયા દીલ ધારીરે. ॥ મન.
તે અતી સમરથ શકિતતણો તું,
અંશ તેજસ્વિ અપારીરે. ॥ મન.
પુરણ દયાળુ પરમ કૃપાળુ,
એજ ગુરૂ ઉપકારીરે. ॥ મન.
ધન ધન તુજને આપે પરમ પદ,
જનમ મરણથી ઉગારીરે. ॥ મન.

---

## પદ.

(નાગર નંદાજીનાલાલ, રાસ રમતાં મારી નથની ખોવાઇ) એ રાગ.

પ્રભુપદપંકજ પરમ રસાળ, પ્રાપ્ત તે પ્રેમ વિના ન થશે,
પ્રાપ્ત થશે નહિં પ્રેમ વિના એ, નહિ અજ્ઞાન જશે ॥ ટેક.
કેશ મુંડાવી ભગવાં પહેરે દંડ કમંડળ ધરશે,
જટા વધારી શિરપર અંગે, રાખ ચોળિને પૂરશે. ॥ પ્રભુ.
સંગ સ્નેહિ સંસાર સરવનો, તજિ જંગલ જઇ વસશે,
થઇ વેરાગી ને સંન્યાસી, ફોગટ કાયા ઘસશે. ॥ પ્રભુ.
જડ પાષાણ સરીખા થાજો, એવું કોણ શીખાડે,
નાવ લીધી પાષણુતણી તે, નિશ્ચય તરત ડુબાડે. ॥ પ્રભુ.

લીલામય છે જગત રચેલી, તજિ તેથી જે નાસે,
હરીભગત વેરાગી તેને, કયમ કરીને કહેવાશે. ।। પ્રભુ.
વિશેષ રાગ ધરે સહુ જિવપર, સાચા તે વિરાગી,
મારૂં તારૂં ભેદ ભાવને, તજે ખરા તે ત્યાગી. ।। પ્રભુ.
અવરતણું હિત તેજ નીજ હિત, સહુને નિજરૂપ ગણશે,
પર પીડા નિજ પિડા જાણે, તેજ અવિદ્યા હણશે. ।। પ્રભુ.
પ્રેમ મૂળ છે સકળ સૃષ્ટિનું, પ્રેમે સહુ પોષાયે,
પ્રેમ સ્વરૂપ છે પ્રભુજી પોતે, ઝરતો પ્રેમ સદાએ. ।। પ્રભુ.
બ્રહ્માથી તૃણ સુધી સરવે, એ પ્રેમે સિંચાએ,
વેલ વૃક્ષવેલુને અમૃત, જેમ ચંદ્રમા પાએ. ।। પ્રભુ.
પ્રેમ અંશિ છે જીવ વડોરે, અખુટ ઝરણુ નિરધાર,
તેજનાખી સુરજનાં કીર્ણે, ખુટે ન તેજ લગાર. ।। પ્રભુ.
પ્રેમ બિંદુનું સ્વરૂપ પલટવા, પ્રયત્ન ફોગટ કરવું,
નહિ કરવાનુ કામ કરીને, શિદને પાતક હરવું. ।। પ્રભુ.
પ્રેમ અખુટ નિર્મળ અંતરમાં, અતિશય જવ ઉભરાએ,
વિશ્વ સકળ જવ એજ પિયુષથી, સાચે નિત પોષાએ. ।। પ્રભુ.
પ્રેમિ પરમ પુરૂષોતમ સમિપે, જવા થશો અધિકારી,
પ્રેમ ટાળશે ભવનાં બંધન, જનમ મરણુની વારી. ।। પ્રભુ.

---

## પદ.

### રાગ કાફી.

સહુ પરમ પ્રેમરસ પીજોરે, સ્નેહીઓ મારા ॥ ટેક.
છે પરમ પ્રેમ તે ભકિત, ધરજો તેમાં આસકિત,
સાચી તે આપે મુકિતરે. ॥ સ્નેહી.
છે અધમ પ્રીત સંસારી, છે નરકતણી તે બારી,
સાચું હિત ભુલવનારીરે. ॥ સ્નેહી.
વિષ વિષય સુખનું વારી, પીએ તરસ્યાં સંસારી,
નાખે છે પણ તે મારીરે. ॥ સ્નેહી.
શુભ પ્રેમ મુર્તિ છે ન્યારી, અમૃતને નિત ઝરનારી,
જાઉં તેપર બલિહારીરે. ॥ સ્નેહી.
ચટકી તેની જ્યાં લાગે, માયાની માયા ભાગે,
વૈરાગે સઘળું ત્યાગેરે. ॥ સ્નેહી.
નહિ લેશ કામના વ્યાપે, રીજે જીવ સંધું આપે,
હું હુંનાં બંધન કાપેરે. ॥ સ્નેહી.
જે પરમ ભકિતને સજતા, ઐહિક વાતોને તજતા,
નિજ ઈષ્ટ અખંડીત ભજતારે. ॥ સ્નેહી.
ભજતાં અજ્ઞાન ટળે છે, મુળ રૂપમાં રૂપ ભળે છે,
સત ચિત આનંદ મળે છેરે. ॥ સ્નેહી.

---

## પદ

### રાગ જેજેવતી.

ઓંકાર ઓંકાર જપ જપ પ્રાણી,
લેજે લેજે એમ સ્વરૂપ પિછાણી. ॥ ટેક.
આતમારામ તે ઓંકાર રૂપ,
નામ જુદાં પણ એક સ્વરૂપ. ॥ ઓંકાર.
માત્રા અકાર, ઉકાર, મકાર,
જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ વિચાર. ॥ ઓંકાર.
વિશ્વ ને તેજસ, પ્રાજ્ઞ એ વિલસે,
એજ મનન કર, તત્વ તે મળશે. ॥ ઓંકાર.
તેનાથી પાર તે જાણ અમાત્ર,
ચાર અવસ્થા એ ગાય છે શાસ્ત્ર. ॥ ઓંકાર.
બ્રહ્મા ને વિષ્ણુ ને રૂદ્ર તે એ છે,
પાર એ ત્રણથી મહેશ્વર તે છે. ॥ ઓંકાર.
અક્ષર અક્ષર એ સુખરાશી,
આતમારામ તે છે અવિનાશી. ॥ ઓંકાર.
જપ જપતાં બન, ઓંકારમય તું,
પામ અમૃત કરી મૃત્યુનો જય તું. ॥ ઓંકાર.

---

૫૬.

## મ્હાડના સુરની છાયા.

કૃતિ તારી માયા વિહારીરે, ભુલે જોગિઆ બહુ ભારીરે.
॥ કૃતિ.

તારી કૃતી છે ભારી અતીશય, સહજ પમાય ન પાર;
સાચી જાદુગર જાણિ તને મે, જોયા જુઠા વ્યવહાર.
॥ કૃતિ.

ગગન નગર જયમ સાચું નથી પણ, જોતાં તે જનને જણાય;
પળમહી થાએ પ્રગટ સહજને, પળમહીં લય થઇ જાય.
॥ કૃતિ.

સંસાર તરૂવર શોભતું સુંદર, સરજ્યું તે સત્ય સમાન;
લોભાઈ લોભાઇ વળગી રહે ત્યાં મૂઢમતી અજ્ઞાન.
॥ કૃતિ.

વૃક્ષ વિચિત્ર દિશે ભાઇ એ તો, કોઇક સમજણહાર;
શાખ નીચે લટકે, મુળ ઉંચે, પુરાણું છે નિરધાર.
॥ કૃતિ.

અવ્યકત ભૂમિ છે ઉંડી અતીશય, પડતી નજર ન લગાર;
તેનીમહીં કઇં બુધ્ધિરૂપીરે, પામિયાં મુળ વિસ્તાર.
॥ કૃતિ.

મન થડ મોટું નીચું વધ્યું છે, ઈંદ્રિરૂપી થઇ સાખ;
વિકારરૂપી પત્ર ભલેરાં, શોભિ રહ્યાં તહીં લાખ.
॥ કૃતિ.

ફુટીને અંકુર ઇચ્છા અનેકો, કોમળ રંગ સુહાય;
ધર્મ અધર્મરૂપી ફુલ ખીલ્યાં, પીમળમય પરખાય.
॥ કૃતિ.

ફળ પણ ફરતાં પ્રગટ થયાં છે, સુખ દુખ નામ ભણાય;
વાસનારૂપી સૂક્ષ્મ અતીશય, બીજ રહ્યાં ફળમાંય.
॥ કૃત.

મોહિનીરૂપ એ વૃક્ષ ખરે પણ, સ્વરૂપને ભૂલવનાર;
જન્મ મરણનાં દારૂણ દુખનું, જાણવું એ કરનાર
॥ કૃતિ.

કાપવું નિશ્ચય જ્ઞાન કુહાડે, મૂળથકી એ વૃક્ષ;
એમ માયા તુજ સત્તાથકીરે, મુકત થશે જિવ દક્ષ.
॥ કૃતિ.

પુરણ કૃપાળુ, દેવ દયાળુ, વિનવું કરી કર જોડ;
માયાથી મુકત થઇ નિજપદને, પામું પુરો એ કોડ.
॥ કૃતિ.

---

## પદ.

(જોગીયાની ઢબ)

ડોલે ડોલે આ નાવડી ડોલે,
રોળે દરિઓ ભયંકર રોળે. ॥ ટેક.

ડોલે દરિઓને મોજાં ઉછળતાં, શુણી ઘુઘવાટ ગાત્રતે ગળતાં;
વાયુ શબ્દ ભયંકર બોલે. ॥ ડોલે.

નાવ ઉંચું ડુંગરસમ ચડતું, ફરી ખાઈમહી જ્યમ પડતું;
જોઈ જીવ ચકિત બહુ ડોળે. ॥ ડોલે.
ભુંડો સંસાર સાગર ભારી, તહીં હોડલી દેહ હંકારી;
ચાર પાસ તોફાન તે ઘોળે. ॥ ડોલે.
ભારી ભારે કરી બહુ હોડી, કુડ કપટથી વસ્તુઓ જોડી;
આશા તૃષ્ણા કરી બહુ ટોળે. ॥ ડોલે.
કઈ નિરખું નિકટ ન કીનારો, આવ્યો નક્કી વિનાશનો વારો;
નહિ ધિરજ અંતર જીવ તોળે. ॥ ડોલે.
એવા સમયમાં એક ઉપાય, જેથી સાચું સંરક્ષણ થાય;
સ્મરી હરિ કર સમ ચિત તોલે ॥ ડોલે.
દિયો દરિયે એ માલને વામી, તજી મમતા તે જુઠી નકામી;
નર ચુકતો વિનાશજ ખોળે. ॥ ડોલે.
રાખો વિશ્વાસ નિજ બળમાંહી, એક લક્ષી મચો શ્રમમાંહી;
તારે તેજ જે સબળ ખગોળે ॥ ડોલે.

---

**૫૬.**

"આજ અવિનાશી મૈયા કહે"—એ રાગ.

નિરખો સંતો, જળનિધિનો અહિં ઘાટ રૂચીર જણાએ,
નિશ્ચય મળશે, પેલે પાર જવાનું સાધન કાંએ ॥ ટેક.
થાકયા રખડી રખડી ભાઇ, પર્વત ને ખિણ જોયાં કાંઈ.
બહુ વૃક્ષ ભર્યાં જંગલમાંહી ॥ નિરખો.

નિસરી પશુ પ્રાણીથી આવ્યા, અહિં મનુષસાથમાં પ્રભુ લાવ્યા
ચાખો ફળ મેવા મન ભાવ્યા ॥ નિરખો.
પછિ જળનિધિ પાર જવાનું છે, એ કામ કઠિન કરવાનું છે,
સજ સહુએ શિઘ્ર થવાનું છે ॥ નિરખો.
ઉભિ રહિ હોડીની બહુ હાર, નવિ ને રંગિત ભભકાદાર,
લહિ લોભાએ નરને નાર. ॥ નિરખો.
બહુ નાવિક જોબનમાં માતા, ધરિ વિવિધ વેશ તે સુહાતા,
તેડે નિજગુણ પોતે ગાતા. ॥ નિરખો.
નાવીક નવિન ને નાવ નવું, લલચાઈ નહી મન ત્યાં કરવું,
જળમાં અધવચ જઇને મરવું. ॥ નિરખો.
જુનુ નાવ દિશે અહિં બળવાન, છે નાવિક વૃદ્ધ કુશળ જાણ,
નહી હોય કશી એથી હાણ. ॥ નિરખો.
આશ્રય એનો નિશ્ચય કરશું, ભવજળનિધિ નિર્ભય થઈ તરશું
જઇ પરમ શાંતિ તટ ઉતરશું. ॥ નિરખો.

---

## ૫૬.

### રાગ કાલીંગડો.

જુઠા તર્કેરે કયમ મનમાંહી મુઝાઓ,
અહંભાવમાં ભુલિ બીજાનો, બોજો હોરી જાઓ ॥ ટેક.
વાદળ વદે ચંદ્ર દોડતો, રંગ બહુ બદલે છે,
એમ કહે અણસમજુ બાળક, સમજુ નહિ ભુલે છે ॥ જુઠા.

બની સહુ અજ્ઞાની બાળક, વિપરિત કયમ ઉચ્ચારો,
કૃતિ એકની બીજાને શીર, શિદને ફોગટ ધારો. ॥ જુદા.
કૃતિ સરવ પ્રકૃતિની હિશે, નથી પુરૂષ કરનારો,
નાર આંધળી પુરૂષ પાંગળો, ખેલ રચાયો ન્યારો ॥ જુદા.
જડને ચેતન બેઉ મળે તવ, ઉત્પત્તિ સહુ થાએ,
મિલન માત્ર પણ છે અધ્યાસે, રજ્જુ સર્પ મનાએ ॥ જુદા.
આત્માનો સંબંધ દેહસું, કેવો છે તે સમજો,
સમજી ચિંતા સુખ દુખ તજીને, નિજાનંદમાં રમજો ॥ જુદા.
નિરાકાર, નિર્ગુણ, નિરંજન, જ્યોતિ આત્મા માનો,
દેહ વિકારી મહિં વસતાં શું, તજશે ગુણ પોતાનો ॥ જુદા.
ઘટમાં ઘાલ્યું તેથી શું નિજ, ગુણ તજશે આકાશ,
આત્માને ત્યમ મન ઇંદ્રીથી, નહિં બંધાએ પાશ ॥ જુદા.
નિર્મળ રંગ રહિત જળને જ્યમ, સીસા માંહે ઘાલ્યું,
સીસાના રંગે રંગિન તે, જાએ જુદું ભાળ્યું ॥ જુદા.
રંગિન કાચ મહી જ્યમ રંગિન, સુરજ બિંબ તે ભાસે,
તેમ આવરણના ગુણવાળું, નિર્ગુણ તત્વ પ્રકાશે. ॥ જુદા.
ભલે ક્રિયાઓ દેહતણીરે, ભાઇ ઘણેરી થાએ,
દૃષ્ટા રૂપે રહ્યો આતમા, નહિજ કદી લેપાએ. ॥ જુદા.
અજ્ઞાને દેખો સહુ અવળું, સદ્દગુરૂ શરણે જાઓ,
કોણ કરેને કોણ ભોગવે, સમજી સુખિઆ થાઓ. ॥ જુદા.

---

## પદ.

અજબ આ ઝરણુ શું ભિતરમાં ઉછળતું,
ભેદિ પડ વિવિધ તે પ્રગટ ફુટે;
સેર બહુ વેગથી ગગનમહી ગતિ કરે,
જયમ ફુવારાતણી સેર છુટે. ॥ અજબ.
ઝિણિ ઝિણિ બુંદ ઝળકે હિરાકણિ સમી,
નિરખતાં મોહ તે ઉપજાવે;
હળુ હળુ બુંદ એ પસરતાં દશ દિશા,
તરત પરિતાપને તે સમાવે. ॥ અજબ.
વારિ ગુણકારિ એ શીતળ શાંતી કરે,
વજ્રસમ ભૂમિને એ પલાળે;
મુખવિકાસી ચીરા કુટિલ જે ધુરકતા;
તે તણા અંતરો સર્વ ટાળે. ॥ અજબ.
એમ રસમય કરી સરવને જોડતાં,
પુરણવેગે છુટી વિસ્તરે છે;
સંધું જળમય જણાએ ખરે જગતરે,
જળમહી એક રસ થઇ ઠરે છે. ॥ અજબ.
ભિન્નતા ટળિ ગઈ, ઐકયતા થઇ રહી,
તત્વ તે એક સંધે સુહાએ;
ઝરણુ એ છે કશું ? પ્રેમ પીયુષનું,
હરિ કૃપા વણુ નહીં પ્રગટ થાએ. ॥ અજબ.

અખુટ ને અચળ આનંદ રસમાં સદા,
કોઇ સંસ્કારિ તે જીવ તરશે;
કલેશ સહુ મીટશે, સફળ જીવન થશે,
દુષ્ટ ભવ વ્યાધિને પ્રેમ હરશે. ॥ અજબ.
જાઉં બલિહારિરે પ્રેમ હું તૂજને,
પ્રાપ્તિ તું પરમ પદની કરાવે:
પ્રેમિ છે તો અલ્પ્યા વીનવું તૂજને,
દ્રષ્ટિ કર મુજભણી પ્રેમ ભાવે. ॥ અજબ.

---

## ૫૬.

### ઇસ તન ધનકી—એ રાગ.

કરમ કૃતીથી કદી ભાઈ ડરશો,
પળ પણ ઝંપિને નહિ તવ ઠરશો ॥ ટેક.
ચેષ્ટા કરી કરી બહુ તે ખીજવશે,
ભડકીને નાસતાં, નહિં કશું વળશે. ॥ કરમ.
બાણુ એનાં નહીં પાછાં ફરેરે,
વ્યરથ સકળ તમ યત્ન કરેરે. ॥ કરમ.
કુટિલ સ્વભાવની કંકાસકારી,
અંતે તથાપિ એ જાણવી નારી. ॥ કરમ.
પુરૂષ અતી પુરૂષાતનવાળા,
ગણુકારશે નહીં, ધિરજથી ચાળા. ॥ કરમ.

હિમત ધરિ નર સન્મુખ જાશે,
નાર ડરી ઝટ મન લજવાશે. ॥ કરમ.
વશ કરનાર તે વીરથી મોહે,
વિસ્મય પામીને, પ્રીતથી જોએ. ॥ કરમ.
કુટિલને દુષ્ટ સ્વભાવ તજે છે,
દાસી બની તે પુરૂષને ભજે છે. ॥ કરમ.
થવું વશ કે વશ કરવી એ નારી,
ચાલજો નિત્ય એ સમજી વિચારી. ॥ કરમ.

---

૫૬.

બિભાસ રાગમાં ગવાશે.

આવી અહીં જીવ અલ્યા શું રે તું કમાયો. ॥ ટેક.
ભુલ્યો ભુલ્યો પ્રથમથી, તુંને ભાઇ ભાન નથી,
સાચું તુને કહું કથી, મદમાં ભુલાયો. ॥ આવી.
મારગ છતે અજાણ, ન વળાવો લીધો જાણ,
નહીં કેમ થાય હાણ, ઝાડીમાં ફસાયો. ॥ આવી.
મળ્યા લોભીને ધુતારા, કીધા સોબતી તેં તારા,
નિવડયા બુરા તે મારા, છેવટ છળાયો. ॥ આવી.
માર્યો તુને કુટી કુટી, પુંજી બધી લીધી લુંટી,
કરમની રેખ પુટી, જીવ લઇ ધાયો. ॥ આવી.
જ્યમ જઈ ખૂબ હારી, રમશે વધુ જુગારી,
પુરી કરશે ખુવારી, ત્યમ તું જણાયો. ॥ આવી.

ગયું ધન મેળવવા, કિધા ધંધા નવ નવા,
પડ્યો ગતીહિન હવાં, બહુ ગુંચવાયો. ॥ આવી.
કરજ તેં કિધાં મોટાં, નહિજ તે થાય ખોટાં,
કયમ એ પુરિશ તોટા, ધુંડ તું ઉપાયો. ॥ આવી.
કોઈની શિક્ષા ન લહી, ફળ તેનું જોયું અહીં,
શોધ સદ્‌ગુરૂ કહીં, સમજ તું ડાહ્યો ॥ આવી.
ગઇ બાજી ફરી જશે, સુખને સંપત થશે,
સદ્‌ગુરૂ ઉપદેશે, દ્રઢ કર પાયો. ॥ આવી.

---

## ૫૬

### રાગ સોરઠ.

જાઉં કહીં જાઉં કહીં, સંતો હું તો જાઉં કહીં,
જયાં જાઉં ત્યાં વિકરાળ સન્મુખ કાળને ન્યાળું સહી ॥ ટેક.
લાગ્યોછ મારી પૂઠળે, નહિ ઠામ ઠરવાનો લહું,
નિત્યે બળે છે રૂધિર મારૂં, ત્રાસ પામું છું બહુ. ॥ જાઉં.
રક્ષીત અગણિત સેન્યને, કોટેથિ કિલ્લા જે રહ્યા,
ભીતર છુપાયો ત્યાંહિ પણ, ધુરકાવતાં નેનો લહ્યાં. ॥ જાઉં.
નાઠો હું કાંઇક નગર મધ્યે, વન અરણ્યે રડવડયો,
ઉંચા ગીરી શીખર ચડયો, છુપી ગુફામાં જઈ પડયો. ॥ જાઉં.
પેઠો નિચે પાતાળ માંહી, સ્વર્ગ સહુ શોધી વળ્યો,
જહિં જાઉં તહિં સન્મુખ દેખું, ત્રાસ કેથે નહિં ટળ્યો. જાઉં.

લોકો વિલોકયા દેવતાના, રૂદ્ર બ્રહ્મા વિષ્ણુના,
ભમિયો સકળ બ્રહ્માંડ પણ, દુર્ગમ લહ્યું ઠેકાણુના. ॥ જાઉં.
જળથળ અનળ ને અનિલ ગગને, ગુપત એની લહી ગતી,
ભડકે બળે દવ દશ દિશા ત્યાં, થાય શું મારી વતી. ॥ જાઉં.
છે વદન બહુ બીહામણું ને, દાંત કારી પીસતો,
છે આંખ રાતી ચોળ મોટી, દુષ્ટ રાક્ષસ દીસતો. ॥ જાઉં.
ગભરાઉં છું, ગભરાઉં છું, થર થર ધ્રુજું હું ન્યાળિને,
રક્ષણ કરે કો માયરૂં, આ ત્રાસ ભુંડો ટાળિને. ॥ જાઉં.
સંતો કહે ભય છાંડ ભાઈ, કાળ તુજથી કાંપશે,
લે શરણ સદ્ગુરૂ ચરણનું, જે શાંતિ નિશ્ચય થાપશે. ॥ જાઉં.

---

## પદ.

### રાગ કાફી.

તજ તનનું અભિમાન, જિવ તું, તજ તનનું
અભિમાન. ॥ ટેક.
ઉત્પતિ પોષણનું પ્રથમે, નરક કુંડ છે સ્થાન. ॥ જિવ.
મૂત્ર દ્વારથી પ્રગટ પડે ને, મળનું છે પરિધાન. ॥ જિવ.
ખાતર માટીથી નિપજે જે, પોષે છે તે ધાન. ॥ જિવ.
ગંધાતું મળમુત્ર રૂધિરથી, બહુ વ્યાધિનું નિદાન. ॥ જિવ.
કરે કાળજી, ભલે ઘણી પણ. મળે માટિમાં માન. ॥ જિવ.
શીવ તત્વ સાચું સેવિને, કર તું અમૃત પાન. ॥ જિવ.

---

## પદ

### રાગ પરજ.

સજની. સજની, સ્મર હર સજની. ॥ ટેક.

શમ દમ શાંતિ સત્ય સુશિલતા,
દિનતા, સમતા, તું દયા સજની. ॥ સજની.

કનક કથિરને, સમ સમજી લે,
મદ મોહાદિક ખટ રિપુ તજની. ॥ સજની.

માન માન અપમાન સમાનજ,
પરનિંદા મહિ પાપ સમજની. ॥ સજની.

વાય વાયરા હરખ શોકના,
ચિત ચંચળતા તવ તું વરજની. ॥ સજની.

રૂદય કમળ કર વિમળ સકોમળ,
મમ તમ મિથ્યા મોહ ન ભજની. ॥ સજની.

ભય હર સુખકર સંત સમાગમ,
કર પુજા પદ પંકજ રજની. ॥ સજની.

ઉદય થતાં સદ્બુધ્ધી સુરજ,
મિટશે મેલી માયા રજની. ॥ સજની.

પરમ ગુરૂ હર શ્રી પરમેશ્વર,
તું નિરંતર અંતરમાં ભજની. ॥ સજની.



---

## પદ.

જોયું મે આ જંગલ જોયું, જોતાં મહી તર્ત મન મોહ્યું. ટેક.

### સાખી

જોયાં પુરવે ફરિ ફરિ જંગલ અપરંપાર,
અદ્દભુત શોભા અહિં તણી, નથિ નિરખી કો ઠાર. ॥ જોયું.
સલિતા સુંદર અહિં વહી, કરે શબ્દ મર્માળ,
ગિરિવર બહુ રળિઆમણા, સોહે મન હરનાર. ॥ જોયું.
કંઇક સરોવરની અહીં, પંકિત રૂચિર સુહાય,
વિવિધ વરણનાં કમળ છે, તે પ્રત્યેકની માંહ્ય. ॥ જોયું.
પણ જિવજંતુ ને પશુ, વસતાં અહિં અગણીત,
સાવધ રહેવું સરવથી, એ ડહાપણની રીત. ॥ જોયું.
ઝુંડ ઘણાં ઝાડી તણાં, ગુપત ખાઇ નિરખાય,
નાદ મધુરા કહિં થકી, શ્રવણે અહિં સંભળાય. ॥ જોયું.
ભૂખ તરસથી વ્યાકુળો, આવ્યો વનમોઝાર,
પય પીતાં ફળ ચાખતાં, તૃપ્તિ ન થાય લગાર. ॥ જોયું.
જંગલ ઉતમ જે કહ્યું, ખરેખરૂં તે આજ,
પણ નહિં દીશે કંઇ ગુફા, કહિ તે યોગી રાજ. ॥ જોયું.
દેહ જંગલે રૂદયમાં, છે જોગીનો વાસ,
શોધી તેને કહાડતાં, ટળશે સઘળા ત્રાસ. ॥ જોયું.
એમ વચન મુજને કહ્યું, નહિં તે મિથ્યા હોય,
પણ તે જોગીને મને, અહીં બતાવે કોય. ॥ જોયું.

જીંત્યા વણુ જિવ જંતુને, જે હાની કરનાર,
કયમ કરિને પામી શકું, આપ ગુફાનું દ્વાર. ॥ જોયું.
નિશ્ચય મારે તો હવે, કરવું એજ પ્રયત્ન,
ફેરો ફોગટ શિદ કરૂં, મેળવવું છે રત્ન. ॥ જોયું.
ગુફા મહી વિરાજતા, તેજ તણા ભંડાર,
યોગિ મહાત્માનાં કરૂં, દર્શણ દુખ હરનાર. ॥ જોયું.
એજ ગુરૂ મમ ઇષ્ટ એ, શાંતિ પદ દાતાર,
સેવું નિરંતર તેમને, જાઉં અવિદ્યા પાર. ॥ જોયું.

---

## પદ.

ઇસતન ધનકી કોણ બડાઈ—એ રાગ.

પરઘેર પરઘેર શિદ ભાઈ ખેલો,
મેલો મેલો એ કુછંદને મેલો. ॥ ટેક.
પ્રીત પરાઇ, પુરણ દુઃખ દાઇ,
બનત મોહિત તેથી મૂરખ ઘેલો. ॥ પર.
વિત અતી પ્રાપ્ત કીધું બહું શ્રમથી,
વગર વિવેક તે વ્યરથ શું રેલો. ॥ પર.
દ્વાર ઉઘાડાં રહ્યાં નિજ ઘરનાં,
સંધાય સ્વારથ ચોરને સ્હેલો. ॥ પર.
નિજ કુળ જાતિ તે વિસરી જશેરે,
મસ્ત વિષય મહી જે છે મચેલો. ॥ પર.

લઇને દીપક કર નિજ ઘર શોધો,
જોશો તહીં બહુ રંગ ભરેલો. ॥ પર.
નાર રૂપાળી, ઉંચા કુળ વાળી,
ભાળશો શુદ્ધ વિલાસ સજેલો. ॥ પર.
રમિ રમિ અંતર, આનંદ લ્યો લ્યો,
ખેલ છે અદ્ભુત, ત્યાંહીં રચેલો. ॥ પર.

---

## પ૬.
### દેશ રાગની ઢબ.

જુઠું છે જીવંન, આતો જુઠું છે જીવંન,
કરો મનનથી સાચું સ્વરૂપ સંપન્ન. ॥ ટેક.
આદિ છે અવ્યકત અને અંત છે અવ્યકત,
ભુલિ મધ્ય રૂપ ને શું થવુંરે આસકત. ॥ જુઠું.
મૃતિકા પ્રથમ રૂપ, મૃતિકા છે અંત,
ઘટરૂપ મધ્યથી, ન મોહ્ય બુધ્ધિ મંત. ॥ જુઠું.
જળમાંહી મુળ જેનું, જળમાં નીધંન,
શું તરંગ રૂપ સાચું, માનશું તે મંન. ॥ જુઠું.
સ્થિતિ મધ્ય સુપનની, જાણી નિરધાર,
તે તણો મનાય જુઠો, સહુ વ્યવહાર. ॥ જુઠું.
જહીં મરૂ ભુમિ મહી, થાય છે મધ્યાન,
જુઠું મૃગ જળ તહીં, ભુલાવતું ભાન. ॥ જુઠું.

અગટતું તેજ મહી, તહીં લીન થાય,
તેજ તેજ જળ, નહીં ભિન્નતા જણાય. ॥ જુઠું.
આદિ મધ્ય અંત એ તો, સહુ છે સમાન,
જુઠું એથી જાણવું તે, જાણવું અજ્ઞાન. ॥ જુઠું.
જુઠી માયા જુઠી તેની, કૃતિ સર્ગ ધાર,
થાય તેથી દ્રશ્ય રૂપો, જુઠાં નીરધાર. ॥ જુઠું.
મુળમાં ચૈતન્ય, અને અંતમાં ચૈતન્ય,
મધ્યમાં ચૈતન્ય તે છે, નથી કંઈ અન્ય. ॥ જુઠું.
નિત્યને તે નિર્વિકારી, અવિનાશી સ્હોય,
લહી તત્વજ્ઞાન, પીયે અમૃત તે કોય. ॥ જુઠું.

---

પદ.

ચંચળ ચિતને અચળ કરો,
નિત્ય આત્મ ભજનમાં, હાંહાંરે નિત્ય ॥ ટેક
જિવ શિવની કૃતિ અકળ છે, અતી વિસ્મયકારી ॥
હાંહાંરે અતી.
શિવ જીવ અલ્પ રૂપે થયો, ધણિ જે ત્રીભુવનમાં ॥
હાંહાંરે ધણી ॥ ચંચળ.
ઉપાધિ ઘટ દુર્ઘટ મહી, હોંસથી તે ઉતરતો.
પાશાણુ વેલ પશુ તણાં, નિત્ય ગાજતો તનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

ત્રિલોકી અતિશ વિશાળતે, જેના રૂદયમાં વિલસે,
નિવાસ સૂક્ષ્મ સ્વરૂપથી, કેવો કીધો છે કણમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

પણ બળ અકળ તેનું કશું, જયમ વન્હિનો તનખો,
ઉતરતો ત્યમ ચડતો પૂરી, લિલા સમજોજી મનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ

મનુષયોની મહિં પ્રગટતાં, થાય સુરવર સરખો,
નિશ દિન જો તે મચી રહ્યો, અતી સ્વરૂપ સંપન્નમાં ॥
હાંહાંરે ॥ ચંચળ

પુનરપી ઇશ્વર રૂપથી, પોતે પ્રગટ તે પડતો,
જયોતી તે પુરણ છે ઝળકતી, નીજ આનંદ ઘનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

રાય તે રંક બને, ફરી રંક રાય બને છે,
માનવી તેજ છે ભિન્નતા, માત્ર સ્થિતી સેવનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

કાળથી પળ, પળ પ્રફુલતાં હોય કાળ અનંત,
વૃક્ષ તે બિજ, બીજ વૃક્ષ છે, ચાલી શિક્ષા સંતનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

શીવ જીવ જીવ શીવ એક છે, રખે અન્ય તે ભુલતા,
પામવા તત્વ સદા રહો, લીન તત્વ રંજનમાં ॥
હાંહાંરે ॥ ચંચળ.

## ભુજંગી છંદ.

નથી અસ્થિ લોહી ત્વચા માંસ સ્નાયું,
નથી હું ભૂમિ આપ કે તેજ વાયું.
નથી પ્રાણ હું, વા ન, ઈંદ્રી વિદીત,
નથી મંન બુધ્ધિ અહંકાર ચિત્ત.
નથી દેહ કે કોષ કે તત્વ કાંઇ,
સદા સર્વદા હું રહ્યો છું નવાઈ.
નથી રૂપ આકાર કે વર્ણ હું તો,
નથી જાગતો ને નથી તેમ સૂતો.
નથી હું ક્રિયા કર્મ ઈચ્છા નથીરે,
પરીણામ વીકાર ભાવો નથીરે.
વળી સૃષ્ટિમાં વ્યકિત રૂપી અરૂપી,
ભલે હોય પ્રત્યક્ષ કે હોય છુપી.
રહ્યો સર્વમાં હું મહીં સર્વ સ્હોએ,
પરંતુ નથી હુંજ તે મધ્ય કોએ.
કહે વેદ વેદાંત માટે કથીરે,
હું તે હુંજ, હુંએ નથી એ નથીરે.
જણાતું જણાએ નથી તે જણાતું,
ભણાતું ભણાએ નથી તે ભણાતું.
સહુ દ્વંદથી પાર હું છું અપાર,
છઉં કાળને દેશના પાર પાર.

સદા જે પ્રકાશે પ્રકાશે પ્રકાશ,
કહે શ્વાસ તે શ્વાસનો જેહ શ્વાસ.
સદા સર્વદા સર્વ તે હુંજ પોતે,
જાુઠું હોય તે તો જાુઠાંનેજ ગોતે.
કહે સુન્ય તે નિત્ય ભર્પુર ભાસું,
પ્રકાશે નહી ભાસતો હું પ્રકાશું.
નથી સ્થૂળ કે સૂક્ષ્મ વા શ્રેષ્ઠ અલ્પ,
નિરાકાર, નિર્ગુણ, હું નિર્વિકલ્પ.
પરંએક સંવીત્ અનિર્દેશ્ય આપ,
અખંડીત સંપૂર્ણ જ્ઞાને અમાપ.
સદા સામ્ય, ને શાંત, ને નિર્વિકારી,
સ્વત: સિદ્ધ, ને મૌન્ય જેમાં વિહારી.
છઉં એક હું ને નથીરે અનેક,
લિયે સાર એ તેજ છે મુક્ત છેક.
હતો તે નથી હું, ન હોઇશ તે હું,
સદા છું, સદા છું, ખરો છુંજ તે છું.
અસત્યે દિશે સત્ય સત્યે અસત્ય,
નથી હું નથી, છુંજ હું છુંજ નિત્ય.
હું ને પામશે તેજ જે હુંજ ખોએ,
છઉં જે હું તે તેજ છું અન્ય નોહે.

પરબોધ રૂપે વિભુ હું સુહાઉં,
સદાશીવ કલ્યાણ હેતુ ગણાઉં.
મહા મંત્ર માટે કહયો છે શિવોહં,
શિવોહં શિવોહં, સદાએ શિવોહં.

---

## ૫૬.

### સંસાર વૈરાગ્ય વૃત્તિ.

આ સંસારજ દુઃખરૂપ ભાસ્યોરે મને આવ્યો ઉલાળો,
મૂને વૈરાગની લેહ લાગીરે સુખ વિષયનું બાળો.
લેહ લાગી વૈરાગ્યનીરે પલટયું અંતર છેક,
અસ્થીરનીતૃષ્ણામટી લોભી હુંહું હું એકાનેકરે.-મને.
ભાસ નિરંજનનો થયો તવ જગતનો રહે કયમ પ્રેમ,
અમૃત રસ જવ ચાખતાં મદીરા મોહ ઉઠે જેમરે-મને.
શાંતિનું સ્થાન નહીં દીસેરે લાગી છે અંતર લાહ્ય,
તાપ અંતરનો તો શમે જો સદગુરૂ ચરણ પમાયરે-મને.
રંક થયો રાજા થયો હું પલટ્યા પૂરૂષ સ્ત્રી વેશ,
દુર્ગુણ સદગુણ ચાખીયા મેં ઉણું રાખ્યું નવ લેશરે-મને.
જન્મ મરણ ઘટમાળમાંરે અથડાયો અપરંપાર,
આધિ વ્યાધિ ઉપાધિના મેં વેઠયા વિવિધ કંઇ મારરે-મને.
ભોગ નવીન કંઇ ભોગવ્યા મેં શુંણી પ્રસંશા ગાળ,
માગું હવે તો એટલું કે છૂટે આ જંજાળરે-મને.

સદગુરૂ વીનતી સુણજોરે જોઇ જુઓ મુજ લેખ,
પુનિત કરો પદ સ્પર્શથી કર્મ રેખપેં મારો મેખરે-મને.

---

## પદ

## પ્રેમવૃત્તિ.

મારૂં મારૂંરે કુટુંબ એ મારૂં છે,
અખિલ જગતમાં જે કંઇ વસતું તે સહુ મુજને પ્યારૂં છે--મારૂં
પ્રેમ તણી મર્યાદા શીદને બાંધીને હું બેસું,
ખુલ્લું વ્યોમ મુકી અંધારી કોટડીમાં કયાં પેસું-મારૂં.
પ્રેમોદધિ મુકી ખાડામાં ડુબકી શીદને મારૂં,
પ્રેમ તરંગ ઉછળતાં "હું પણુ" રહેશે કયાં બિચારૂં-મારૂં.
સ્વભાવથી કંઇ મૂળ હૈવી છું એવું મૂજને લાગે,
જો પરના સુખ દુઃખના રણકા આ રદયામાં વાગે-મારૂં.
રિપુ તે વ્હાલો, દુષ્ટજ વ્હાલો, વ્હાલા સર્વ પરાયા,
હું, તું, તે, તેઓ છે એકજ, માત્ર જુદી છે કાયા-મારૂં.
માગો માગો મુજ પાસે સહુ, જે જોઇએ તે માગો,
જયમ લેશો ત્યમ હું આનંદ ગણો ન મુજને આઘો-મારૂં.
ઉદર મહિં પાકયા તે કાજે જનુની શું નહિં કરશે,
તેમજ પરને અર્થે આ જીવ તન ત્રોડીને મરશે-મારૂં.
વ્યાઘ્ર તૃપ્તિ અર્થે શ્રી બુદ્ધે અરપ્યું નીજ શરીર,
એવો પ્રેમ રદયમાં પ્રગટયો તે તો સાચો વીર.-મારૂં.

સહુની મહિં શ્રી કૃષ્ણ વિરાજે નમો નમો હે નાથ,
એને પામો, વિરા, પકડી એક બીજાના હાથ—મારૂં.
સદગુરૂ યાચું સાત્વીક બળ હું કરવા પરહીત સેવા,
સર્વતણા બંધન ત્રોડું એ, મુજ મન મીઠા મેવા—મારૂં.
જનહીત કાજે ગુરૂદેવે પદ પરમ કીધું નીરાળું,
તેના ચર્ણ કદી પુજું તો તેને પગલે ચાલું—મારૂં.

---

## પદ

(રાગ. મારારે સ્વામી બોલોની વ્હાલા.)

હું તે શું કરૂં ભાવી તે થાશે,
મારાથી તે હાથ શું દેવાશે.—હું તે શું.
પુરૂષના પ્રયત્ન સદા નિષ્ફળ, ન કર્તાતણી જાણતા કો કળ,
ખડક સામું શીદ વાવરોછ બળ—હું તે શું.
પડયા પાસા સવળા ન કો દહાડો, જીતાયો ન સંસાર અખાડો,
ન નાથી શકયો હું વિષય પાડો—હું તે શું.
નિશાસા મુકો મા કરમ સાથી, હજી વેઠવો વેદના હાથી,
ન અટકે કશું હું તમારાથી.—હું તે શું.
વિચારોછ મન સારૂં ને સીધું, મારી દૈવ વાળે બધું ઉંધું.
તોપણ આશા શીદ કરે ભૂં ભૂં.—હું તે શું.
રીઢા થાઓ ટાંકો દીઓ મ્હોંડે, મારો જે ઉમંગ કર્યા કોડે,
નહિં કર જાંઓ સૂઓ લાંબી સ્હોડે.—હું તે શું.

ન જાણું વધુ શું હવે કરવું, ન જાણું આ રણ કેમ ઉતરવું,
ન જાણું અં-તે રીબાઇ મરવું.—હું તે શું.
કલિ સંતતી આપણે ભાઇ, ડામ્યા દુઃખે અવતરીયા આંહીં,
ન બેલી તમારોજ શીવ સાંઇ.—હું તે શું.
(પણ) ગુરૂ નામમાં મહીમા માનું, કરો શીરૂ નામ રટણ ગાનું,
જૂઓ કંઇ ઉથલે કરમ પાનું.—હું તે શું.

---

## પદ.

### રાગ આશાવરી.

### અધમ જીવને ઉપદેશ.

જનમ ધરીને કાર્ય કર્યું શું,
મિથ્યા શરિર ધરી જીવીત બગાડયું.—જનમ.
નાદ કર્યો નવ અલખતણો તેં,
મિથ્યા વિષયનું વાજું વગાડયું.—જનમ.
લાગ્યો વિષમ પંથ સ્વરગ તણોને,
હોંસે નરકનું દ્વાર ઉઘાડયું.—જનમ.
દુર્ગુણ જવાળે સુંદર મંદીર,
શરિરરૂપી આપોઆપ લગાડયું.—જનમ.
રાજ રમત ચતુરંગજ છાંડી,
સ્વારથનું નિચ જુગટું જ માડયું.—જનમ.

મન વાણી કાયા ભ્રષ્ટ કરીને,
સુકૃત પૂરવનું કંઇરે બગાડયું.—જનમ.
બાળક કેશવ પોઢયું હૃદયમાં,
ભકિત સ્વરે નહિં તેને જગાડયું.—જનમ.

---

## પદ.

## મનબોધ.

રાગ—માને તમારૂં તે તો ઘેલડી.

નિશ્ચે ભજું હું મારા નાથને હો મનડા—નિશ્ચે ભજુ મારા.
તારી ગડબડ હવે કંઇ નવ ચાલે,
મેળવ ભલે તું તારા સાથને.—હો મનડા.
કામ ક્રોધનું ભલે તું કટક ચડાવી લાવ
વછુટશે નહિં પ્રભુ બાથને.—હો મનડા.
મુજ સર્વાંગે અમી પ્રસરાવે,
તરછોડું કયમ તે હું હાથને.—હો મનડા.
શુધ્ધી સજવામાં, પ્રભુ ભજવામાં,
જાણું નહિં દીન રાતને.—હો મનડા.
દીન દયાળનો દ્રોહી કયમ થાઉં,
તાર્યો જેણે હું અનાથને.—હો મનડા.

---

## પદ.

### રાગ આશાવરી.

### શાન્તિ અનુભવ.

શાન્તિ અનુભવ શો સુખદાઇ,
રગ રગ શાન્તિ પ્રશાન્તિ પ્રસારી—શાન્તિ.
સ્તબ્ધ થયું મન ઇન્દ્રિ સહીત,
આપ પણું તો દીધું છે વિસારી.—શાન્તિ.
જીવને પ્રયાસે મળ્યા શીવ સુખથી,
શબ્દ ન જાએ મૂખેથી નીસારી—શાન્તિ.
તન તપ્ત શિતળ જળમાં ઝબોળ્યું,
ઝેર ચડેલું દીધું છે ઉતારી.—શાન્તિ.
મૂર્તિ અલૌકીક સહજ પ્રકાશી,
ચરણ કમળ ભકિત લાગીછ પ્યારી—શાન્તિ.
શાન્તિ ટળંતા જગત પ્રકાશ્યું,
માથે ઝઝુમી વિકાર કટારી.—શાન્તિ.
ફરી ચિત્ત વિભ્રમ લય કદી થાએ,
નાખું એ ઉપર જગત ઓવારી.—શાન્તિ.
ક્ષણ તાપ ટળીઆ ગુરૂની કૃપાને,
વૈરાગ્ય વૃતિ તણી બલીહરી.—શાન્તિ.

———

## ૫૬.

## અધમ જીવને ચાબખા.

ક્યાં લગી અહિં પડી રહેશોરે કહો નરકનાવાસી;
ક્યાં લગી કીડા ખદબદશોરે અધમતણા અભ્યાસી;
કહો ક્યાં લગી નર્ક ચુંથીને, કર્મ જાળ કંઇ કંઇ ગુંથીને,
થવું સદા દુ:ખનીવાસીરે—કહો નરકનાવાસી.
ઘુવડવૃતિ કહો ક્યાંલગી ધરવી, સૂર્યશું ચક્ષુને બંધજ કરવી,
અંધારે રહેવું વીકાશીરે—કહો નરકનાવાસી.
સંસારે શું સુખડું જોયું, શી સુંદરતાથી મનડું મોહ્યું,
શું અમૃત છે રહો પ્રાશીરે—કહો નરકનાવાસી.
ડુબકાં ખાતા નથી અથડાયા, શા અમૃત સાગરમાં વાહ્યા,
કે રહો મુખ વીકાશીરે—કહો નરકનાવાસી.
નફ્ફટપેરે હસવું જાણ્યું, કહો અહિં મ્હોટું સુખ શું માણ્યું,
લજ્જાઓ થાઓ ઉદાસીરે—કહો નરકનાવાસી.
મૃત્યુ તલપ શું હજી નથી જોઈ, શું છેક તમારી બુધ્ધિ ખોઇ,
છે ગળે કાળની ફાંસીરે—કહો નરકનાવાસી.
ઉઠિ સદગુરૂના ચરણો પામો, શાંતિ મેળવી કંઇ વીરામો.
નહિં તો રહેશો વિમાસીરે,—કહો નરકનાવાસી.

---

## પ્રભાતિયું.

ચિત્ત ચોંટાડની સદા તુજ ઇષ્ટમાં,
• જગત કલબલ શરૂ તુર્ત થાશે;

તે થકી કાન તુજ બ્હેર મારી જશે,
નાદ અંતર તણો નહિં સુણાશે.
દેહરૂપી મંદીરે ઘંટનો નાદ કર,
શુદ્ધ થઇ પ્રણવ ઉચ્ચાર રૂપે;
પુષ્પ જળ મન થકી અરપીને દેવને,
રીઝવની ભાકતની ધૂન ધૂપે.
પવન શીતળ સુગંધો સુવાસો ઘણો,
પુનિત રમણીયતા પ્રસરી રહી છે;
તું રખે ભીન્ન થઇ મલીનતાથી કરે,
દુષિત આ સ્વચ્છતા શાન્તતાને.
ચાચ બળ શુદ્ધ કર યુદ્ધ નિચ વૃતિસું,
જેથી પશુ ભાગ નીવૃત્ત થાયે;
પશુતણો લય થયા વિણ પશુપતિ કને,
દર્શનાતુરથી નહિં જવાયે.
વાણી કટુ ભાષણી નિત્ય તેં વાપરી,
મૂખ કડવું કર્યું ઝેર જેવું;
કાંઇક મીઠા મધુસુદનના મિષ્ટ ગુણ,
ગાઇ કાં ગળુ ગળ્યું કરી ન લેવું.
ઉઠ ઉલ્લાસમાં સૂર્ય આકાશમાં,
વંદીને સ્મરણ કર સ્મરણ કર તું;
દેહ નથી, ઇંદ્રી નથી, મન નથી દિવ્ય આ
જ્યોતિ બીંબે રહ્યો પુરૂષ તે હું.

---

# વિવિધ.

## ૫૬.

" માને તમારૂં તે તો ઘેલડી "-રાગ

માનું અપાર ઉપકારરે, પ્રભુજી હું તો ॥ માનું

કહે પ્રારબ્ધ નહી ચુકે પરંતુ,
પાડિઆ પ્રારબ્ધની પારરે ॥ પ્રભુ
ભકિત તણું બળ પ્રૌઢ પીછાણ્યું,
સર્વ તે વીઘંન તારનારરે ॥ પ્રભુ
ભકતની પ્રાર્થના તિવ્ર આતુર તે,
ન્હોએ નિષ્ફળ નીરધારરે ॥ પ્રભુ
અન્યની આરત્ત વેણુ શુણીને,
ધાઓ વારે બહુ વારરે ॥ પ્રભુ
પ્રીતે લીધું સદાય, ચર્ણ શર્ણ જેણે
તેને શું છાંડશે દયાળરે ॥ પ્રભુ
સ્વભકત પ્રાણુથી પ્યારા વિશેષ છે,
છો કૃપાળ અંતરે ઉદ્દારરે ॥ પ્રભુ
તેનાં તે દુખથી, પોતે રહો દુખી,
છો સમર્થ સુખ આપનારરે ॥ પ્રભુ
વિશ્વના નિયમને ભકતને કારણુ,
વેગળા મુકોછ એક વારરે ॥ પ્રભુ

પોતે રહ્યાજ પાર સરવે નીયમથી,
નીજ રૂપ ભકત જાણુનારરે ॥ પ્રભુ
અજ્ઞાની બાળની હટે હસો પણ,
છો પિતાની પેરપાળનાર રે ॥ પ્રભુ
કૃપા અનંત લહું નાથ તમારી,
જીભ લુલી શું કરે ઉચ્ચારરે ॥ પ્રભુ

---

## પારણું.

પોઢો પોઢોરે મમ લાડીલા અહિં પારણે
રૂડો રાજે છે તું મુજ હૈડાનો હાર
મારા કાળજડાની કોર અતીશય કારમી
કીકી લોચનની છે, નથી મૂલનો પાર ॥ પોઢો
વ્હાલા વ્હેલો વ્હેલો ચંદ્રકળા સમ ખીલજે
કાલા કાલા ને સારા ઉચ્ચરજે બોલ
રમજે સારી સારી રમત ગમત નિર્દોષ તું
બાળક મંડળમાં તું શોભે શ્રેષ્ટ અતોલ ॥ પોઢો
ભણજે ભણુતર તું ભલિ ભાતે ઉંચી પંકતીનું
ખિલજો કમળ સુગંધી કોમળ મન સંપૂર્ણ
બુદ્ધ સુરજ ઉદયથી, વ્હેમો ને અજ્ઞાનનું
ગાઢું અંધારૂં તે સત્વર થાજો ચૂર્ણ ॥ પોઢો
થઇને મોટો નિત વિદ્યાને તું દીપાવજે

દીપો આચારો વિચારો સરવે શ્રેષ્ટ
વાધો વિખ્યાતી તુજ વિશ્વ વિશે વીશેષરે
તજજે માઠી સંગતનો પડછાયો નેષ્ઠ ॥ પોઢો
થાજે ક્ષમાવંતમાં પરમ પવિત્ર વસિષ્ઠ તું
વિદ્યા જ્ઞાન વિશે તું હોજે બીજો વ્યાસ
પરદુખ ભંજનમાંહી મોટો વિક્રમ રાયરે
હોજો નિશ્ચળતામાં નિશ્ચય ધ્રુવ પ્રકાશ ॥ પોઢો
પાછી પાની નહિ કંઇ કાર્ય વિશે કરશો કદી
રૂડાં પરાક્રમે તું અર્જુન સમ સુહાય
કીર્ત્તિ વચન પાલને હરીશ્ચંદ્રની પામજે
દાને વખણાજે તું કર્ણ અને બળિરાય ॥ પોઢો
હોજે ભિષ્મ પિતામહ, નિજહિતનો દઇ ભોગરે
કરવા અવરજનોનાં પુરણ મંન પ્રસન્ન
સ્વામી સેવામાં હનુમંત અવર થઈ શોભજે
સાચા સત્યવાદીમાં યુધીષ્ટર રાજંન ॥ પોઢો
સહુ સંસાર તણા વ્યવહારે જનક થઈ રહો
સાધુ સેવામાંહી રાજો રાય શિયાળ
હોજો અંબરીષ પ્રહલાદ પ્રભુ ભકતી વિશે
શોભો નિજ કર્તવ્યે શ્રીમદ્ દશરથલાલ ॥ પોઢો
શોધો સંઘાંઓ તારા સંગતને બોધને
થાઓ સદ્ કીર્તિનો દિન દિન અધિક પ્રકાશ

જનમ ધર્યો મુજ કુખે તેને તું શોભાવજે
મોટી મોટી મનમાં મુજને છે તુજ આશ ॥ પોઢો ૧
પામો રિદ્ધિ સિદ્ધિ સુખ સંપત આરોગ્યતા
હેજો દીર્ઘ આયુ માર્કંડ રૂષીનું ઇશ
પામી અચળ પરમપદ નિજ કુળને તું તારજે
છે હું જનુનીની આ અંતરની આશીશ ॥ પોઢો

---

પદ ( ગોવાળીઓ )

સાવધ થાઓ સાધુ સંતો, આવ્યો છે સમય દુષ્ટ ॥ ટેક
સાવધ થાઓની સાધુજનોરે
આવ્યો સમય બહુ દુષ્ટ,
દુરિજનને દિલ હોય દિવાળી
સાધુઓ પામે કષ્ટ ॥ સાવધ
કોમળ કાળજનાં કરમાયે,
પામીને એથી ત્રાસ,
શરમાઇ સજ્જન શાણા રહે છે,
ધારિને અંતર આશ ॥ સાવધ
થાય સમય જવ રાત તણોરે
પુષ્પ ઘણાં કર્માય
પદ્મ મોટું પણ જાએ બિડાઈ
વિશ્વનો નીમ જણાય ॥ સાવધ

દુર્ગુણ દળનું બળ વધતાંરે
બિગડશે સઘળો દેશ,
સહુત રત્નાગર મળથી કદીરે
દુષીત થાય ન લેશ ॥ સાવધ
જય મળશે પણ દુષ્ટજનોરે
દુષ્ટ રહેજ સદાય
ફણિધર શિરપર ધરશે મણી પણ
વિખધર નહિજ ટળાય ॥ સાવધ
દૃઢતા અતી દિલ જે ધરતારે
નહિ તે અધર્મે ચળાય
ગિરવર અચળ રહે બહુ જોને
વંટોળ છોને વાય ॥ સાવધ
સૈન્ય વિકારનું અગણુ મળ્યું ને
રાજત મધ્ય અધર્મ
જેમ વિંટયો અગણિત તારાથી,
ચંદ્ર કરે નીજ કર્મ ॥ સાવધ
મૂર્છિત વિશ્વ બને છે બધું પણ,
છાંડી જુઠા સ્થુલ ભોગ,
શાંત કરી ચિત વૃત્તિ બધીને,
સાધત સાધુ જોગ ॥ સાવધ
સૂર્ય પ્રતાપિ તે પ્રગટ થતાંરે

એ દળ સહુ વિખરાય
પુરણ કૃપાળુ પ્રભુ પરમેશ્વર
જાગૃત મૂર્ચ્છિત થાય ॥ સાવધ
સાચો તે આશ્રય ધરતાં હરીનો
રહો નીર્ભય હંમેશ
સર્પ રહ્યા શિવ શરિર ન તેને
હોય ગરૂડનો કલેશ ॥ સાવધ

---

**પદ.**

સાંભળરે તું સજની મારી—એ રાગ.

અણુસમજુને શું ભાઇ કહિયે,
વાત સાચી શું જાણેજી;
પશુ સમીપે પારશ મણીને,
મુકવું તેજ પ્રમાણે, સાચું કહુંછુંજી. ॥
નિંદા કરીને હસિ હસિ અમને,
મનમાં ભલે મલકાતાજી;
લેપન તેથી તમને ન અમને,
છોને રહો મદ માતા. ॥ સાચું.
જેમાં માન્યો છે આનંદ જેણે,
તેમાં ભલે તે રીઝોરે;
જે સુખ સાચું માન્યું તે સેવું,
તેમાં બિજા શીદ ખીજો. ॥ સાચું.

વાત અમારી નહિજ સ્વિકારી,
સ્વતંત્રતા બતલાવોજી;
વાત અમે નહી માનુ તમારી,
તેમાં તે શીદ રિસાવો. ॥ સાચું.
જપ તપ પુજા કરિ શીદ હરીને,
રાત દિવશ અકળાવોજી;
એમ કહીને પોતા તણીરે,
ખામિને શીદ છુપાવો. ॥ સાચું.
અકળાય એવો હોશે હરી જો,
હરવું નથી કંઈ તેથીરે;
હરિ એ અમારો પુરણ દયાળુ,
લેશું અમે સુખ એથી. ॥ સાચું.
રાત દિવસ પણ ભાઇ તમેરે,
કોને જુવોની સતાવોરે;
એનો તમે નિજ અંતર માહી,
કેમ વિચાર ન લાવો. ॥ સાચું.
હરિ સમરણને છાંડિ તમેરે,
અજ્ઞાન માંહ્ય કુટાઓજી;
જુઠા સંસારની જુઠી માયાથી,
છુટા ન પળ પણ થાઓ. ॥ સાચું.
પરનિંદા ને પરકુથળીમાં,

કાળને વ્યર્થ બિગાડોજી;
હરિ સમરણથી સમય સુધારે,
તેના શું ચાળા પાડો. ॥ સાચું.
મન વાણીને કાયથી પીડા,
પ્રાણી અવરને કરતાજી;
કલ્યાણ વિશ્વનું ભક્તિથી વાંચે,
જાણો તેને તે નરતા. ॥ સાચું.
તાણી તાણીને દોર વિશેષે,
બંધનમાં વીંટલાઓજી;
બંધન કાપી ઓછાં કરે છે,
મૂરખ તેને ગાઓ. ॥ સાચું.
મન વાણીને કર્મ એ સઘળું,
જુઠાં મહી છે પ્રોયુંજી;
રાત દિવસ ક્રુર જમને સતાવો,
એ ન વિચારી જોયું. ॥ સાચું.
જમડા એ દાંતને કકડાવશે ને,
લેશ દયા નહી આણેજી;
જીવને જોરથી મારશે મારો,
તેના તે કૃત્ય પ્રમાણે. ॥ સાચું.
વર્તો રૂચે તેમ ભાઇ તમેરે,
જેનું તેને તે વળગેજી;

ભકિત વિના તે સર્વથી અમને,
રાખ પ્રભુ નિત અળગે. ॥ સાચું.

---

## તોટકવૃત્ત.

સતનું ચિત ચિંતનરે કરવું, સત વાચક નિશ્ચય ઉચરવું,
નહિ કામ અસત્ય કદી કરવું, જસથી ઝળકીત જગે ફરવું.
સત બીજનું વૃક્ષ વિશાળ થશે, ગુણકારિ મિઠાં ફૂળ ઉતરશે,
જન આશ્રય છાય નિચે કરશે, પરિતાપ હરી સુખ વિસ્તરશે.
જગનઃ વ્યવહાર વસે સતમાં, અસતે પડશે જન આફતમાં,
સત સૂરજ તેજ નિમ્રી પ્રગટે, છળ દુષ્ટ મતી ભય પાનિ હટે.
સતમાં સુખ સાચું સદાય વસે, સતથી અતિ વિશ્વપતી રિજશે
નથિ સત્યવિના કંઈ ધર્મ બિજો, પછિ સત્યથિ મેળવિ
સ્વર્ગ રિજો.

---

## ગજરામારૂનો છંદ ઉપર.

જવાનું જંગલમાં તે કોણે કહ્યું રે,
અલ્યા જિવડા તું જો વિચારીરે;
ભડકી શું ભવ રણભય થકીરે,
ક્યમ હિમત તું ગયો હારીરે.
તજિ રણ ખુણો જન ખે ગશેરે,
તેની ગણુતી કાયરમાં ગણાય;

રિપુદળ નિર્ભય ગાજશેરે,
પછિ જય કયમ કરીને લણાય.
સંસાર રચના છે રૂડિ ઘણીરે,
સૃજી એ શું મિથ્યા કિરતાર;
વિવિધ તે અનુભવ કારણેરે,
એ તો હરિનો દિશે ઉપકાર.
જોતાં જરૂર એ જણાય છેરે,
એ તો શિક્ષાશી છે ભરપૂર;
શિક્ષણ વણ રહી મુરખતારે,
તહિં કવણ વધારશે નૂર.
અવગુણ વણ ગુણ નવ લહોરે,
દિશે ઉભયનો અતિ ઉપયોગ;
ભોગ તણા અનુભવ વિનારે,
થાય નહિ કદિ દ્રઢ શુધ્ધ યોગ.
કંટાળી નિજ કરતવ્યથીરે,
જન નાશી જંગલમાં જાય;
આપ્યા વિના ન રૂણ છૂટશેરે,
એમ કરમને નહિંજ છળાય.
જ્ઞાન સંપાદન કારણેરે,
રચ્યું સંસાર શુભ સાધંન;
સંસારમાં સરસા રહીરે,

ભાઈ જીતવું જગરૂં મંન.
વિલસે છે વિધ વિધ રૂપથીરે,
આદિ શકિત ભૂતળપર ભાઈ;
ચંચળ ચેતન મય મહીરે,
જોતાં મનુષ્યમાં શ્રેષ્ટ જણાઈ.
જવું જડરૂપ ભર્યાં જંગલેરે,
તજી એને ન ઇચ્છશે ધીર;
શાંત અલેપન નિત રહેરે,
કલ કલ મહિ નિત નર વીર.
ઉપરના ભેખથી છે નહીરે,
કદી સાચો તે ત્યાગ સન્યાસ;
ગુરૂપદ પંકજ સેવતાંરે,
થાય અંતર માંહી ઉજાસ.

---

## સાર્દુલવિક્રિડિત વૃત્ત.

પશ્ચાતાપ અતી અલ્યા શિદ કરે, શું અર્થ એથી સરે,
છુટયું જે સર હાથથી કયમ કરી, પાછું નહીં તે ફરે.
ધારા મેઘની છુટી જે ગગનથી, પાછી ન મેઘે જશે,
વીતી જે તિથિ તે પૂરી નહિ વળે, કીધું ન કીધું થશે.
કાર્યે કારણ છે રહ્યું ગુપત તે, થાશે નવું કાર્યરે

છુપું જે બિજ રહોય છે ફળ વિશે, તે બીજ નિશ્ચે ફળે.
અશ્રુપાત કરે અને કરમરે. વા દીન વાણી વડે,
નામો વિશ્વતણા રચ્યા અચળતે, શું સર્વ જુઠા પડે.
કર્મોના અધિકારી દેવ સઘળા, કર્તવ્ય શું વિસરે,
લાંચે શું લલચાય ન્યાય ઉલટો, શું પક્ષપાતિ કરે.
પાપોનાં પરિણામ એમ વિલપે થાએ કદી વ્યર્થજો,
કોટી કર્મ કુડાં કરી અભયથી, સાધે સહુ સ્વાર્થજો.
ના, ના, એમ છળાય ના સહુજરે સૃષ્ટિ તણો ન્યાયરે,
કર્મોનાં ફળ માત્ર ભોગથિ મિટે, ના અન્ય ઉપાયરે.
પશ્ચાતાપ કરી પછી વ્યરથરે, કયાં કાળને ગાળવો,
એવો શોચ સદાય કલેશ કરતા, મિથ્યા જુઠો ભાળવો.
પશ્ચાતાપ ખરો ફરી નહિં કરૂં, એવું કદી હું હવે,
નિશ્ચે એ દ્રઢ અંતરે જન કરે, તેને કવીઓ કવે.
કુડાં કર્મ તણું ઘણું મનન તે, કયાં અંતરે વિસ્તરો,
છે ઉચીત વિસારવી છબિ ભુંડી, તે ઉંડી કયાં કોતરો.
જેનું ચિંતન થાય છે ઘડિ ઘડિ, મૂર્તિ ખડી તે થતી,
ભુંડું ચિત્ર વિનાશ શિઘ્ર કરતાં, દીપી રહે સન્મતી.
લક્ષી સન્મુખ સત્ય સન્મતિતણે માર્ગે સદા સંચરો,
સદ્ભાવે સ્મરતાં સદા શિવ સહુ દુષ્કર્મ વિઘ્નોતરો.

---

## પદ.

### રાગ કાલીંગડા.

છાએ છાએરે, હરિજન તેજથી છાએ,
લાખ મનુષ ભેગાં મળશે પણ, હરિજન નહી છુપાએ ॥ ટેક.
જયમ વાદળનાં દળથી ગગને, ભલે સુરજ વિંટલાએ,
તે તેજસ્વીના તેજેથી, સહુ તેજસ્વિ થાએ. ॥ છાએ.
અગણિત તારા ગગન ચળકતા, શશિ સહુને ઝંખાવે,
શશિસમ અમૃત હરિજન સહુપર, પ્રસરાવે સમભાવે ॥છાએ.
પંખી મંડળ મળે મોટું તહિં, એકજ હંસ સુહાએ,
પાશાણોની પંકિત મધ્યે, પડયું રત્ન પરખાએ. ॥ છાએ.
વનિતા વંદે પતિવ્રતા તે, પોતે સહજ પ્રકાશે,
શું નહિં પ્રગટ પડે કસ્તુરી, અંતરની સુવાસે. ॥ છાએ.
વૃક્ષો મોટાં વિવિધ જાતનાં, જંગલ માંહ્ય જણાએ,
સર્વાંગે વાસિત સુખડથી, જનમન આકરષાએ. ॥ છાએ.
જેનાં અંતર માંહ્ય અખંડિત, પરમ તેજ નીવાસે,
પરમ તેજ વ્યાપ્યું સરવાંગે, તે તે કયમ છુપાશે. ॥ છાએ.
હરિજન તેજ હરી, ને હરી તે, હરિજન સાચે જાણો,
વિમળ ભકિતને અહિં અવનીમાં, પારસમણી પિછાણો ॥છાએ

## ૫૯.

### રાગ કાફી.

લક્ષ્મિ માંહિં, મુરખ શું લલચાયો. ॥ ટેક.
ચંચળ ચતુર કરે, નણરાં તે જુઠાં જુઠાં,
તેના ફેલ મહી અલ્યા, સ્હેલથી તે શું ફસાયો. ॥ લક્ષ્મિ.
એની મોહજાળ મહી, પડી લપટાય જન,
દીન દાસપણુ મહીં, જાણુ તે નકી ઝલાયો. ॥ લક્ષ્મિ.
બુધ્ધિમંત સંતથી તે, બહુ બીતી બીતી રહે,
દાસિ મહી નીજ દેહ, જોય છે જહીં પિલાયો. ॥ લક્ષ્મિ.
અહીંઆં ભુતળપર, અપ્સરા એ ઇંદ્ર તણી,
સતથી તે ચુકવવા, બહુ સાધતી ઉપાયો. ॥ લક્ષ્મિ.
યમપુરી મહી બહુ, માન પાન પામતી એ,
યમપુરી પથ એથી, રહે વસ્તિથી ભરાયો. ॥ લક્ષ્મિ.
છાંડ છાંડ ધુતારીને, કહું છું હું પુકારીને,
પુરવનું ધાર્યું ધન, જાણજે બધું લુંટાયો. ॥ લક્ષ્મિ.
નથિ વિષ્ણુ પ્રિયા એ તો, વેશધારી બીજી કોઇ,
નથિ હીરો પણ લહી, કાચ કણી તું છળાયો. ॥ લક્ષ્મિ.
પ્રિયા દેવિ વિષ્ણુની શું, તજી નીજ પ્રાણ પતી,
સેવશે અનેક જીવ, મૃત્યુ લોકના શું વાહયો. ॥ લક્ષ્મિ.

ભજતાં ભાવથી વિષ્ણુ લક્ષ્મિની તે થાય ઝાંખી,
વિચરતો અન્ય પંથ, જાણુ તે કુપંથ ધાયો. ॥ લક્ષ્મિ.

---

## ૫૬.

તું તો દીનદયાળુ પુરણ કૃપાળુ, કેને કહે અલ્યા ॥ ટેક.
દીનદયાળુ પુરણ કૃપાળુ, કેને કહે તું ભાઇ,
જોતાં વિષમતા વિશ્વ વિશેરે, ન્યાય જણાય ન કાંઈ. ॥ તું.
વિશ્વ સકળનું જે મુળ કારણુ, જેને કહે કરતાર,
દીનદયાળુ જગ પ્રતિપાળ, સત્યને તેજ ભંડાર;
હું તો દીનદયાળુ પુરણ કૃપાળુ તેને કહું અલ્યા. ॥ હું.
વિશ્વતણો કરનાર કહે શું, એ કેમ માન્યું જાય,
વાસ વસે કહીં નિત્ય તે ભાઇ, કેમ ન જનને જણાય. ॥ તું.
અજ્ઞાન નાસ્તિક વિપરિત આ શું. મુરખ વદે છે વેણુ,
કારણુ વણુ નહિ કાર્ય બને કંઇ, જુઠી શું એ જગ કહેણુ ॥ હું.
કારણુ વણુ નહિ કાર્ય બનેરે, એજ નિયમ જો હોય,
વિશ્વતણા કરનાર તણો પણ, કરતા હશે વળી કોય. ॥ તું.
એમ ગણે નહિ પાર પમાએ, પડશે અટકવું ક્યાંહિ,
વિશ્વના નીમને વિશ્વજ વશ છે, વિશ્વથી પર તે નાહી ॥ હું.
નહિ જાણનારથી દુર વસે તે, ભકત જનોની પાસ,
સત્તા જેની સર્વત્ર સદાએ, પૂરણુ પામી પ્રકાશ. ॥ તું.

વિશ્વ વિશે સહુ પ્રાણિ તણોરે, એકજ એ છે તાત,
છે પરીપૂરણ પ્રેમની મુરતી, ભુવન ભુવન વિખ્યાત. ॥ હું
પ્રેમિ ખરો ભાઈ એ પરમેશ્વર, દીનદયાળ જણાય,
કષ્ટ અને દુખ સરજ્યાં અનેકો, જે મહી વિશ્વ પિલાય ॥ તું.
શું દુઃખ દુઃખ કહે ભાઈ દુખનો, ગહન દીશે મહીમાય,
સુખ રૂચ્યું બહું મીઠું તથાપી, કારણ દુખનું કળાય ॥ હું.
સંયોગમાંહ્ય વિયોગ રહયો છે, દુઃખ રહ્યું સુખ માંહ્ય,
નથી સ્વતઃ સિધ સારૂં નઠારૂં, તુલનાથી તે પરખાય. ॥ હું.
આળસ સેવિ નિશાળિયો જે નહિ, પાઠ કરે તૈયાર,
તેને સુધારીને કલ્યાણ કરવા, મારે મ્હેતાજી માર. ॥ હું.
કર્તવ્યનીજ વિસારી કરે છે, દુર્જન કંઇ અપરાધ,
શિક્ષા થતી જો શિખામણ માટે, તેમાં કહે કોણ બાધ ॥ હું.
કરવા મનન મન થાય છે મારૂં, સાંભળી તારી વાત,
એમ રખે પણ માનતો મનમાં, સ્વિકાર્યું સંધુ બાત. ॥ તું.
સ્વીકાર કે નહી સ્વીકાર તેની, મુને નથી દરકાર,
નહી માનવામાં માન માને છે, માનવ મુરખ અપાર. ॥ હું.
જગરચના બહુ મરમ ભરેલી, દીશે શીખામણ રૂપ,
નેણે ન નિરખે શ્રવણે ન સુણે, તે નર પડશે કૂપ. ॥ હું.

---

# ગુરૂ શિષ્ય સંવાદ.

---

## ધર્મનાં લક્ષણ તથા તેમનું સ્વરૂપ.

### ગીતો વૃત.

શ્રી ગુરૂદેવ તણાં હું, ચરણ કમળને પ્રથમ સ્મરૂં ભાવે
માયા નાગણનું વિષ, વાળીને જે સુબુધ્ધિને લાવે
દેવયક્ષ ગંધર્વો, કિન્નર, રૂષિ, સિધ્ધ શીર જહિં નામે
જેના મહીમા કેરા, નહિ ત્રણ લોકે પાર કવણ પામે
તત્વ સકળ તીર્થોનું, પદ જળ પ્રાશન કરી અમળ થાઉં
મંત્રોત્તમ ગુરૂગુરૂ નિત,જપતાં જપતાં ભવાબ્ધિ તરિ જાઉં
ઘટ અજ્ઞાન તિમિરને, પ્રથમ શબ્દ તે ગકાર દર્શાવે
રકાર તેને ટાળી, દિપક રૂદય મધ્ય શુભ ઝળકાવે
કામધેનુ કલ્પ તરૂ, ગુરૂપદ, ચિંતામણિ અહિં ભૂતળમાં
ભકત જનોનાં નિત્યે, પુરણ કરે છે મનોરથો પળમાં
ઇષ્ટ દેવ તે ગુરૂવર, ચિતનું ચેતન ગુરૂવર એજ લહુ
રૂદય કમળમાં થાપી, દિવ્ય મુર્તિ એ, કૃતાર્થ થાઉં બહુ
નથિબળ મુજમાં કાંઇ, માગું વિનયે નમી ગુરૂ પ્રસાદ
ગુરૂને શિષ્ય તણોરે, કથન કરૂં હું કંઇક સંવાદ
ભાગ્યશાળી કોઇક, શિષ્ય વીરલો ઉભય જોડિ પાણી
સાષ્ટાંગે પ્રણમીને, સ્વગુરૂ પ્રત્યે વદે વિનય વાણી

ધર્મ ધર્મ સહુ ઉચરે, પણ સમજે ધર્મ તે પુરૂષ કોઇ
સ્વામી તે સમજાવો, મુજપર કરૂણા કટાક્ષથી જોઇ

---

## દોહરા.

વળતા ગુરૂજી શિષ્યને, ઉચરે મધુર વચંન
શુભ જીજ્ઞાસા તાયરી, લહિ હું થતો પ્રસન્ન ॥ ૧
પુરવે જેવું સાંભળ્યું, અવર થકી મેં આપ,
તેવું તુજને કહું હવે, શુણજે થઇ નિષ્પાપ ॥ ૨

---

## ભુજંગી છંદ.

અહ્યા વિશ્વમાં માર્ગ છે ભિન્ન ભિન્ન
લહી તે વિરોધી થતા સાધુ ખિન્ન
અલંકાર ને વસ્ત્ર જુદાં જણાએ
પરંતુ છબી એકની સર્વ છાએ ૧
દિશે છે જુદા પંથ એ તો બધાએ
જઇ સર્વ એક સ્થળે એક થાએ
દિશે હેતુ એ સર્વનો એક રૂપ
સહુ સુખ સાચાનું શોધે સ્વરૂપ ૨

---

## હરીગિત છંદ.

સુખ સાચું અવિચળ પામવા, બહુ જીવ વલખાં મારતો,
નથિ તેવું સુખ દેનારરે સંસારના વ્યવહારતો.
નિજ સ્વરૂપને સમજ્યા વિના, જન સુખ શું તે પ્રીછશે,
અજ્ઞાન કેરી ભ્રાંતિમાં તે, અવર જુઠું ઇછશે.
હું કોણ ક્યાંથી આવિયો, કર્તવ્ય મારૂં છે કશું,
છે જાવું કહિં મારે હવે, હું તે કહીં પોતે વસું.
આ સર્વને જે શીખવે તે ધર્મ રૂડો જાણજે,
ઉપદેશ તેનો ચિત ગ્રહી સુખ શાંતિ સાચી માણજે.
વળિ કહું તુંને સંક્ષેપમાં, દઇ લક્ષ તે ઉર ધારજે,
કરશે મનન જે ફરિ ફરિને, ઉતરશે ભવ પાર તે.
જે સકળ સૃષ્ટિ કેરૂં ભાઇ આદિ મુળ કારણ કહ્યું,
ઇશ્વર રૂપે જેને સદાએ સકળ વિશ્વ છે લહ્યું.
તે સાથ જીવ સંબંધ કેવો, નિત્ય સાચેરે ધરે,
કયમ ઐકયતા કરવી બતાવે, ધર્મ તે જન ઉચરે.
આશ્રય સદાએ ધર્મનો તેથી કરો નિરધારરે,
છે પ્રૌઢ નાવજ ધર્મ તે ઉતારશે ભવ પારરે.

---

## ઝુલણા છંદ.

સૃષ્ટિ રચવા તણો, શ્રી પ્રજાપતિ તણો,
પ્રથમ જ્યારે થયો છે વિચાર;

તેમનાં અંગ દક્ષણુ થકી પ્રગટિયું,
પુરૂષ રૂપ એક તહિં તર્ત સાર.
સોહ્ય સંપન્ન તે સર્વ લક્ષણુ વડે,
કુંડળે ચળકતા શ્રેષ્ટ કાન;
અંગ ઉજવળ અતિ, વસ્ત્ર ઉજવળ વતી,
શોભતું દિવ્ય દેદિપ્ય માન.
કંઠમહિ લળકતો, પુષ્પ ઉજવળ તણો,
હાર સુગંધ મય છે અપાર;
હરખથી તાત નિજ, નયન વિસ્તારતા,
નિરખતા પુત્રને તેણીવાર.
જગતનાં પાલને, રૂપ પલટો તમે,
વદત પીતા તહીં પુત્રનેરે;
વચન નિજ પુજ્યનું, શિર ધરી શિઘ્ર ત્યાં,
ધારિયું વૃષભનાં રૂપનેરે.
શિવતણો નંદિ તે, વૃષભ એ જાણજે,
એજ છે વૃષભ તે પ્રણવ સાચે;
સત્ય અવિચળ હિયે, નંદિ આનંદ એ,
ધ્યાન એનું ધરી સંત રાચે.
ચાર ચરણે રહે એ ઉભો કૃતયુગે,
સત્વગુણનો હિશે સમય તે તો;

હોય ત્રેતા રજોગુણ ભર્યો તાયરે,
ચરણ ત્રણથી ઠરી રેહ એતો.
રજ અને તમગુણે, મિશ્ર દ્વાપર રહયો,
માત્ર બે ચરણ આધાર ત્યારે;
જાણ કેવળ તમોગુણ ભર્યા કળિ વિશે,
એક ચરણે બધો ભાર ધારે.

---

## દોહરો

વળતું શિષ્ય વદે તહીં, ગુરૂજી કૃપા નિધાન;
ધર્મ તણાં લક્ષણ કશાં, દો તેનું કંઈ જ્ઞાન.

---

## ચોપાઇ

દે ઉત્તર ગુરૂ પ્રસન્ન વદન,
કહું છું તે તું ધરજે મન;
ધૃતિ, ક્ષમા, દમ, ને અસ્તેય,
શૌચ, ઇંદ્રિનો નિગ્રહ જેહ.
ધી, વિદ્યા, સત્ય ને અક્રોધ,
ધર્મ તણાં દશ લક્ષણ બોધ;
મુખ્ય કહ્યાં એ મનુ ભગવાન,
પાળો નિત તે લઇને જ્ઞાન.

શ્રીમદ્ ભગવદ્ ગીતા માંહ્ય,
દૈવી સંપત તે ઉચરાય;
એ બે સાચે એક ભણાય,
મૂળ સર્વનું રાગ જણાય.
જીવ માત્રનાં વૃત્તિ વિકાર,
રાગ દ્વેષનાં રૂપ વિચાર;
શુધ્ધ પ્રેમ મુકતી દેનાર,
દ્વેષ થકી છે હાનિ અપાર.

---

## દોહરા.

જન્મ મરણના ત્રાસથી મુકત થવા જો મન,
ધર્મ તણા એ અંગનું, કરવું નિત સેવન.
અહિં પૃથ્વીનાં પૃષ્ટપર ધરતો જિવ અવતાર,
પામે છે તે પુરવના સ્વકર્મને અનુસાર.
કર્તા પોતે પ્રથમથી, નથી અવર કરનાર,
કર્મ થશે આ જન્મમાં, તેજ ભવિષ રચનાર.
માટે નિત સંતોષને, સેવો સાચે ભાવ,
હર્ષ શોકને છાંડિને, સમતુલ ચિતના થાવ.
પરવિત પરદારા અને, હરવું નહીંપર કાંઈ.
મન વાણી કાયા થકી, અચોરિ તે વખણાઈ.

પરવસ્તુનો લોભ જ્યાં, ગુપત થયો મનમાંહ્ય,
કાયિક હરણ ન થાય પણ, દોષિત જિવડો થાય.
મન વાણી ને કાયથી, નીકળે જુદા શોર,
ક્લેશ ભરેલું ગાન એ, નિવડે કરણ કઠોર.
બ્રહ્મચર્ય આદિ કહ્યાં, લક્ષણ જે નિરધાર,
મરમ સરવનો સમજવો, એમજ મનમોઝાર.
સ્વરૂપ તેનું સમજ્યા થકી, થાએ બુધ્ધિ પ્રકાશ,
પાંથી પગથી પામતો, પળશે ધરતો આશ.

શિષ્ય કહે છે.

બ્રહ્મચર્ય આદિ તણું, સ્વરૂપ કહો મહારાજ,
છું અજ્ઞાની હું ઘણો, પુછતાં પામું લાજ.

---

## ઝૂલણા છંદ.

ગુરૂ કહે છે

રે અલ્પ્યા જ્ઞાનના વિષયમાં લાજથી,
પામિ સંકોચ, નહિ મૂર્ખ પૂછે;
રોગ જાણ્યા વિના ઓષધિ હોય શું,
ઢવણવારી વિના ડાઘ લુંછે.
લાજ વિના બિજા ગુણ તો છે ઘણા,
બેવડું રૂપ જેઓ ધરે છે;

એક તેજસ્વિ ઉજ્વળ અને રૂચિર છે,
કાળું ને ભૂંડું બીજું ખરે છે.
હોય પ્રસંગને યોગ્ય જે રૂપરે,
રૂપ તે ગુણને પ્રગટ થાએ;
મનન માટે કરી વસ્તુનું, વરતવું,
ઉચિત તે માનવીને ગણાએ.
સર્વ પ્રાણી વિશે બ્રહ્મના રૂપની,
કરવિ ઉપાસના શુદ્ધ ભાવે;

બ્રહ્મચર્ય

વિષય વૃત્તિ તજી વીર્યને રક્ષવું,
બ્રહ્મચર્યાજ તે સુજ્ઞ ગાવે.

બ્રહ્માચારી અને વાનપ્રસ્થિ અને,
હોય સંન્યાસ જેણે ધર્યોરે;
કાય વાણી મને નારિને વીસરવી,
ધર્મ એ સર્વનો, ઉચર્યોરે.

હોય ગૃહસ્થિ તેણે રૂતુ સમયમાં,
નારિ પોતા તણી પાસ જાવું;
એમ રણથી થવું મુકત ને નારીમાં,
નહિ પશુ સમ સદા લીન થાવું.
જાણુ બ્રહ્મચર્યને શુદ્ધ બ્રાહ્મણ રૂપે,
સ્વચ્છ ને છે સદાચારિ સત્યે;

હાથમાં દંડ ને છે કમંડળ ભલાં,
કાંતિ તેજસ્વિ ને પ્રસન્ન ચિત.

સત્ય

દીપતો દ્વીજ ઉતમ લહો સત્યને,
કપિલ વર્ણી પિળાં નેત્રવાળો;
પારકી નારને પારકાં વિત્તથી,
રહિત મમતા સદા અચળ ભાળો.

સાચું તે બોલતો, સાચું કરતો સદા,
અચળ સાચામહીં ચિત્ત પ્રોયું;
બ્રહ્મ તે સત્ય છે અવર જુઠું બધું,
એજ બુદ્ધિ થકી જગત જોયું.

તપ

નહિ ચુકે લેશ આચારમાં કો સમે,
છે તજ્યા કામ ને ક્રોધ જેણે;
ઉદ્યમી છે સદા પ્રાણી માત્રો તણાં,
હિત મહી તેજ તપ નિરખ નેણે.

મૌન બ્રહ્મચર્ય, ને છે નિરાહારરે,
સ્વરૂપ ત્રણ તપ તણાં જગ પ્રસિદ્ધ;
ભોગથી સર્વ આસકિત ઉઠાડવી,
તેજ તપ છે ખરો જાણ સિદ્ધ.

———

## દોહરો

શિષ્ય કહે છે

તપ તે જન મંડળ લહે, કરવું કાયા કષ્ટ;
સાચું એ શું છે પ્રભુ, સમજાવો તે સ્પષ્ટ.

---

## ઝુલણા છંદ

તપ તણા જાણજે ત્રણ પ્રકારો અલ્પયા,
કાય વાણી અને મન તણારે;
સત્વ રજ તમ પ્રમાણે વળી તપ તણા,
જાણજે ભેદ તો છે ઘણારે.

દેવની ને ગુરૂ સંત સાધુ તણી,
ભાવથી સેવના જે કરે છે;
શુદ્ધતા ને અહીંસા અચોરી વળી,
કાયનું તપ વડું ઉચરે છે.

શાસ્ત્ર અધ્યયન, જપ, દેવ કીર્તન અને,
વિમળ સુખદાઈને સાચી વાણી;
સત્યનો બોધ, જિવ અવરને આપવો,
એજ વાચીક તપ લ્યો પ્રમાણી.

મૌન્યને ચિત તણી શાંતિ ને મન સદા,
અંકુશે સર્વદા રાખવું રે;

શુભ અને શુધ્ધ છે નિજ વિચારો સદા,
માનસિક તપ ખરૂં દાખવું તે.

દાન દાન સુહાય છે બહુ પ્રકારે વળી,
સમજરે સમજ તું શિષ્ય મારા;
કર્મ વાણી અને મન થકી થાય તે,
જાણ કર્તા દયાળુ અપારા.
દાન ધન ધાન્યને વસ્ત્ર આદી તણું,
મનુષ પશુ પક્ષિ સહુ જીવ પ્રત્યે;
અભય આશીશ, સુખ શાંતિને ધીરજરે,
મધુર વચને થતું દાન સત્યે;
ચિંતવું અવરનું, શુભ ભલું અંતરે,
ગુપત એ માનસિક દાન સાચે.
દેવને પિતરનું પુજન કરવું વળી,
આપ પરલોકમાં જેથી રાચે.
તેથી તું દાનને દેખજે પ્રસન મુખ,
દિપ્તિ સંયુકત છે રૂચિર કાંતી;
દિલદયાળુ અતી, પ્રાણી માત્રો તણા,
પોષણે એની છે વિશ્વ ખ્યાતી.

દમ ઇંદ્રિઓ સબળ બહુ, વિષયની લાલચુ,
તૃપ્તિ જેને ન દીશે કદાપીઃ

છે સ્વછંદી મદોન્મત્ત ને કલેશ કર,
નાખતી ચિતની શાંતિ કાપી.
સરવ આકર્ષિ તે, રાખવી બંધને,
નીજ ઈચ્છા અનુસારી કરવી;
ઇંદ્રીનું દમનએ, દમન તે જાણીને,
વૃત્તિ વિવેકમાં અચળ ધરવી.

બહુ પ્રભાવાન છે દમનનું રૂપરે,
તિવ્ર તોએ અતી નિત્ય ભાસે;
છે સ્વભાવે ઘણો કઠિન કર્કશ અને,
હાથમાં ખડ્ગ કારી પ્રકાશે;
બાહુ વિસ્તારિને, અતિશ છળનારિ એ,
ઇંદ્રિનું રૂધિર એ ખડ્ગ તરસે;
મિત્ર છે સબળ દમ જીવનો, જીવની
ઉન્નતિ તે ખરી એજ કરશે.

નિયમ એની નિકટે રહ્યો નિયમ તે નિરખ તું,
મૂર્તિ અતિ શાંત ને સુખકારી;
નથિજ ઇચ્છા બહુ વસ્તુ વિશેષની,
પુણ્ય કરવાની છે વૃત્તિ સારી.
શૌચ, જપ, તપ, પુજા, ધ્યાન, સંધ્યાદિકો,
નિત્ય ક્રીયા વિશે મગ્ન સોહે;

શાસ્ત્રની શુભ શિક્ષા વિશે સંચરે,
નહિજ મર્યાદની પાર જોએ.

શૌચ

શૌચ અતિ શુકલ છે, કાંતિ અતી દીપતી,
શુધ્ધ સ્ફાટીક સમ ચિત્તહારી.
પ્રથમ અવશ્ય છે, શૌચતો પુરૂષને,
નાખશે સકળ કિલ્મીષ ઝારી

શિષ્ય કહે છે

શૌચ કહો મહારાજ પણ, સમજુ નહિં તે મન;
અર્થ કશો તેનો હશે, સમજાવો સ્વામીન.

---

## ઝુલણા.

ગુરૂ કહે છે

શૌચ તે શુદ્ધ થાવું અલ્પયા સમજજે,
બાહ્ય અભ્યંતરે સ્નાન તે છે;
મૃતિકા જળ વડે ધોવું નિજ શરિરને,
બાહ્યનું સ્નાન તેને કહે છે.
સ્નાન બીજું ખરૂં સ્નાન તે જાણવું,
જાણુ તેને રહ્યું ત્રણ પ્રકારે;
એક આગ્નેય, વારૂણ બિજું ને ત્રીજું,
બ્રાહ્મ છે એમ પંડિત પુકારે.

પ્રથમ તે ભસ્મનું, બીજું આચમન્ નણુ,
ત્રીજું જે શ્રેષ્ટ તે મંત્ર સ્નાન;
ઘસિ ઘસિ સ્થૂળ આ શરીરને ધોય પણ,
તેથી તે થાય શું આત્મજ્ઞાન.
મૃતિકા સાચિ તે જાણ વૈરાગને,
સાચું જળ તે વિવેકે વિચારો;
નીજ શુદ્ધી ખરી થાય છે તે થકી,
તિલક છાપા જુઠાં વ્યર્થ ધારો.

ક્ષમા

કરત નિંદા કદી કહત કુવચનકો,
કોઈ વા આવિને જો પ્રહારે;
ક્ષોભ ચિતમાં નહીં પામતાં ક્રોધ રિસ,
તેની સામુ નહી લેશ ધારે.
નથિ થયું કૃત્ય એ, એમરે સમજિને,
વરતવું સ્નેહથી તેની સાથે;
એવિ વૃત્તિ ઉંચી તે ક્ષમા જાણવી,
દીધી સંસ્કારિને વિશ્વનાથે.
પદ્મનીનાં રૂપે છે ક્ષમા શોભતી,
પ્રસન ચિત ને મૃદુ હાસ્યવાળી;
કમળ નયની અને ગોર વરણી લહી,
સહનશિલ ને અતી ધીરજ વાળી.

દિવ્ય ભુષણુ બહુ ઓપતાં અંગપર,
કમળ કરમાં, દયાળુ અતીરે;
જનપુરણુ ભાગ્યશાળી વિના કોઇને,
પ્રાપ્તરે નથિ થતી એ સતીરે.

શાંતિ — શાંતિ એની સખી શોભતી એ સગી
શાંત મંગળ કરણુ છે સદાએ;
અચળ ચિત ધારિણી, હર્ષ ને શોકને,
જોય સમદ્રષ્ઠિથી સર્વદા એ.

કાળનું મનન કરનાર, ધરનાર છે,
હુંપણાનું કંઇ જ્ઞાન તે તો,
સહજ લલચાઇને વસ્તુથી મોહમાં,
નહિજ ઇચ્છા કરે લેશ એ તો.

અકલહતા — નિરખ અકલહતા, જ્ઞાન રૂપિણિ અને,
સત્યથી છે સમાકુળ ભાઇ;
નિત્ય મિત ભાષણો, રીજતી છે ભલી,
વૃત્તિપર ઉપકારે જણાઇ.

લજ્જા — તપ્ત સુવર્ણ સમ, રંગવાળી અને,
રકત વસ્ત્રોની વિલાસિનીરે;
પ્રસન મુખસોહ્ય પદ્માક્ષિ લજ્જા વળી,
રૂચિર નિર્મળ મૃદુ હાસ્યનીરે.

જ્ઞાનભાવે સમાક્રાંત જપતી સદા,
મંત્ર સુંદર, ધર્યાં પુષ્પ હાથે;
મોતિથી જડિત ભુષણુ ભલાં ઓપતાં,
છે તપસ્વીની એ, સર્વ સાથે.

---

## દોહરો.

શિષ્ય કહે છે

પ્રથમ કહ્યું પ્રભુજી મને, લાજ ન કરવા કાજ,
ધર્મ તણું લક્ષણુ હવે, કેમ કહો છો લાજ.

---

## ઝુલણા.

ગુરૂ કહે છે

લાજ તે સર્વ કાળે નથી યોગ્યરે,
કંઇ પ્રસંગે કરે લાજ હાની;
વન્હિ હિતકારિ પણુ નાશ વન્હિજ કરે,
ખડગની એ લિયો ધાર માની.
નહિજ અભ્યાસમાં, ગાનમાં, દ્યુતમાં,
નારિ સંગે કથા ભોજનેરે;
ધનની ઉપાર્જના, અવર વ્યવહારમાં,
છે રૂડી છાંડવી લાજનેરે.

જગત સાધારણે, ઉચરે શરમ તે,
તું રખે જાણજે લાજ સાચી;
દુષ્ટ કર્મો થકી ડરિ ડરિ દુર થવું,
લાજ તે ગ્રહણ કર સાચી રાચી.

અહિંસા સકળ પ્રાણી તણાં રક્ષણે રીજવું,
હાની કોને ન કરવી કદાપી;
મન વચન કર્મથી સુખ સદા આપવું,
છે અહિંસા વડી એ પ્રતાપી.

દયા છે દયા ધરમનું મુખ્ય જે અંગ તે,
પ્રાણિ પીડા તિરસ્કારતીરે;
દિવ્ય એ સુંદરી સદ્‌ગુણે શોભતી,
અભય ને શાંતિ વિસ્તારતીરે.

લાખ કેસર સમો રંગ સુહાય છે,
પીત વસ્ત્રે દિપે તન મૃદુરે;
પુષ્પ પીળાં તણી માળ તે ધારતી,
પ્રસન ચિત, રૂપ તે શું વદુંરે.

હાર, નુપુર અને કંકણો રાજતાં
કુંડળે શુભ્ર હીરા વિરાજે
ત્રણ ભુવનમાં રૂડાં પાલણે પોષણે
એનિ સદ્‌કીર્તિ તે નિત્ય ગાજે.

વૃત્તિ ઉદાર ઉપકારિ પરને અતી
રૂદય કોમળ મૃદુ કમળપેર
છે અનુરાગી તે સકળ જીવો વિશે
કોઇ પ્રત્યે નથી લેશ વેર.
એની ભકતી સદા શિષ્ય તું આચરી
કરી પુરૂષાર્થ લે હીત સાધી
મુખ્ય તુજને કહ્યાં ધર્મનાં લક્ષણો,
જેથિ જિવના મિટે છે ઉપાધી.

---

## અગિઆરમું વૃત્ત.

છ બિજાં લક્ષણો ધર્મનાં સારરે,
સર્વનો હું કરૂં શું જ વિસ્તારરે.
રૂપ પોતા તણું સાચું પીછાણવા,
સાધનોરૂપ એ સર્વને વર્ણવ્યાં.
સર્વ દુઃખોનું અજ્ઞાન છે મૂળરે,
હુંપણાની ઉઠી એ થકી શૂળરે.
એ વસાણું કહ્યાં ઔષધીરે તણાં,
સર્વ તે જાણવાં ગૂણકારી ઘણાં.
જ્ઞાન સાચું મળે હુંપણું પીગળે,
દ્વૈત જુઠું ટળે, જીવ શીવે ભળે.

ત્રાસ સંસારના સર્વ વિરામશે,
જીવ તે સત્ય આનંદને પામશે.
માન તું મંન સંસાર અધ્યાસથી,
ભ્રાંતિ સંસાર છે વસ્તુતાએ નથી.
છે નિરાકાર નિર્લેપ તે આતમા,
મંનવીકારિ દોરાય છે ભ્રાંતમાં.
મંનને વેગ ટાળો વડા નિગ્રહે,
એ પ્રયત્ને મચો યોગના સંગ્રહે.
વીંટલાયો અવિદ્યા થકી જીવ છે,
સોહ્ય તેજસ્વિ વિદ્યા થકી શીવ છે.
જીવને શીવની ઐકયતા જાણવી,
એમ નિશ્ચે કરી બુદ્ધિને છાણવી.
લક્ષમાં રાખિને બિંદુ એ તો સદા,
વર્તશે જીવ તે ભૂલશે ના કદા.

---

## કોષ અને સ્વરૂપનું પિછાણ.

### લાવણી.

શિષ્ય

રૂપ પીછાણવાનું કહો છો તમે,
મર્મ તેનો નહી જાણિયો મેં કયમે.
શું નહીં ઓળખું આપને આપરે,

સાચું મુને બતાવો તમે બાપરે.

## ઝુલણા છંદ.

ગુરૂ

ઓળખું ઓળખું શું અલ્યા તું કહે,
દેહ હું એમ શું ઓળખેરે;
એમ જો માનશે, કષ્ટ બહુ પામશે,
ભ્રાંતિમાં ભૂલશે તું રખેરે.
દેહવિનાશિ ને અસત જડ જાણજે,
મોહ મિથ્યા નહી આણ એમાં;
શોધરે શોધ તું, સત્ય તે તત્વને,
સર્વ શકિતતણું મૂળ જેમાં.

## ભુજંગી.

શિષ્ય

કહો છો સદા સર્વથા દેહ ખોટી,
લહું વાત આશ્ચર્યની એહ મોટી.
સહુ ભોગ ભાવેથિ એ ભોગવે છે,
બધાં સૂખ સંસારનાં જોગવે છે.
સહે છે તૃષા, ઉષ્ણતા, શીત સર્વે,
દિપે દેહ સામર્થ્યમાં નિત્ય ગર્વે.
મથે અંગ આરોગ્યના કાજ જંન,
દિપાવે અલંકારથી નિજ તંન.

વ્યથા અલ્પ થાતાં કરે શોચ ભારી,
ખરે દેહને તત્વનું તત્વ ધારી.
મથે રક્ષવા જંન તે સાનુરાગે,
બધી વસ્તુ મિથ્યા ગણે તેનિ આગે.
રહે છે, ગ્રહે છે, કરે છેજ દેહુ,
જડી ભૂત તેને પ્રભુ કેમ કેહુ.

ઝુલણા.

ગુરૂ

મોહ શું શરિર ઉપર થયો તૂજને,
જાણ અજ્ઞાનમાં તું તણાએ;
ઇંદ્રિનો સમુહ જે, દેહ તે તૂજને,
જુદી કર્તા રૂપેરે જણાએ.
નયન નથિ નિરખતાં, શ્રવણ નથિ શુણતાં,
નાસિકા તે નહીં ગંધ જાણે;
નયનું નયન ને શ્રવણનું શ્રવણ છે,
નાકનું નાક૦ તે કો પ્રમાણે.
મરણ જોતાં થયું, શરિર તો નથિ ગયું,
ઇંદ્રિનું યુથ સરવે રહ્યું છે;
આંખ છે પણ નથી કાંઇ તે નિરખતી,
શ્રવણ પણ કંઈ ન તેણે ગ્રહ્યુ રે.
મૂખ છે પણ નથી બોલતું ચાખતું,

હાથ પણ તે નહીં કામ કરશે,
પગ છતાં પણ ચલાતું નથી લેશરે,
શરિર સુખ દુઃખને નહિજ કળશે.
જડ અને ચિત્ર રૂપ શરિર તે બની રહે,
સાધુ સાધે સમાધીજ ત્યારે;
કયમ કરીને પછી ભાઈ કર્તાપણું,
શરિરને ઘટિત કહેવાય ત્યારે.

દોહરો.

શિષ્ય

ગુરૂજી ગુણ નિધિ છો તમે, જ્ઞાન તણા ભંડાર,
કરિ વિશેષ વિસ્તારને, સમજાવો એ સાર.

ઝુલણા.

ગુરૂ

શરિરની રૂચિર ને ગૂઢ રચના દિશે,
સમજરે સમજ તું ભાઈ તે તો;
સમજ સાચી થતાં સર્વ સંશય જતા,
ટાળશે સર્વ અજ્ઞાન એતો.

દોહરો

શિષ્ય.

મુળથી માંડીને હવે દેહ કેમ ઉત્પન્ન,
કર્તા તેનો કોણ છે, કહો મુજને સ્વામીન.

## ઝુલણા.

ગુરૂ

પ્રથમ પરબ્રહ્મ છે, પાર જેનો નહી,
પામતા વિષ્ણુ અજ રૂદ્ર કોઇ;
ચતુર અતી શારદા, જ્ઞાનિ વીશારદા,
નયન મીચી રહી સ્તબ્ધ મોહી.
પાંગળી વાણિ ને પાંગળું મન અને,
પાંગળી બુધ્ધિ પણ પામવા જે;
નેતિ નેતિ કહી વેદ વિરામતા,
કથન તે તે તણું કેમ છાજે.
કેમ સમજાવું હું તે અલ્યા તૂજને,
જાણ પણ ગોળ તે ચક્ર રૂપ;
આદિને અંત ને મધ્ય નથિ ને નથી,
કાળ કે ગુણ, કે નથિ સ્વરૂપ.
પરિઘ જેનો નથી, કોઈ સ્થળને વિશે,
ગોળ એ તો જણાએ વિચિત્ર;
જહિં જુઓ તહિં બધે ભાઇ એ ગોળનું,
મધ્ય બિંદુ રહ્યું છે પવિત્ર.
જાણ દ્રષ્ટાંત કે દશ દિશાએ રહ્યું,
વ્યાપ્ત છે પાર વિનાનું પાણી;
સ્થીર ને શાંત એ જળ અગાધે કશું,

છે રહ્યું તે નહીં જાય જાણી.
તેની મધ્યે રહ્યું એક બિંદુ સ્ફુરી,
તેજ ઇશ્વર વડો, સમજ તેને;
બિંદુ પણ વાણિ મન બુધ્ધિથી પર રહ્યું,
મૂળ કારણ કહ્યું સહુનું એને.
જીવ સંબંધમાં જાણ એ બિંદુને,
પાર વીના વિના આદિ અંત;
અકળ છે તેજનું તત્વ અનુપમ સદા,
શોધતા રૂષિ મુની સાધુ સંત.
તેની પરબ્રહ્મ સંબંધમાં ભાઈ છે,
દીર્ઘ પણ દૃષ્ટિ મર્યાદવાળી;
એજ મર્યાદ પરબ્રહ્મ પર પટરૂપે,
આવરણ સોહ્ય જોતાં નિહાળી.
એજ આવરણને મૂળ પ્રકૃતિ કહી,
એ અજન્મા અનાદી ગવાએ;
છે અધો શિર તણો એજ ત્રીકોણરે,
ગોળ ચક્રે રહયો છે સદાએ.
બીજી પ્રકૃતિ કહી પૂર્ણ તેજસ્વિ તે,
દૈવી પ્રકૃતિ તણું નામ ધારે;
ઉર્ધ્વ શિરધારી ત્રીકોણરૂપે થઇ,

સોહ્ય શુભકારિ તે ગોળમાંરે.
શક્તિએ જાણજે શ્રી મહેશ્વર તણી,
પરમ મહિમા ન જેનો કળાએ;
સચ્ચિદાનંદ,પરમાત્મ,ને શબ્દ બ્રહ્મ,
સર્વ એ તે મહેશ્વર ભણાએ.
પ્રકૃતિ પટ ઉપર ચિત્ર વિધવિધ બહુ,
પાડતી પ્રકૃતિ નિજ પ્રકાશે;
વિવિધ સહુ રૂપ જે એમ ત્યાં પ્રગટતાં,
જાણ તે સર્વ સંસાર ભાસે.
બેઉ પ્રકૃતિ દિશે ભિન્ન એ તોય પણ,
છે પરસ્પેર ભેદાચલીરે;
જાય છે તાણિ નીચે સદા એક તો,
દૃષ્ટિ બીજીની ઉંચી વળીરે.
પુરૂષ પ્રકૃતિ થકી વ્યક્તિ છે સરવની,
પિંડ બ્રહ્માંડની એક સરખી;
ટાળિ અજ્ઞાન આનંદને અનુભવે,
વીરલા કોઇ એ મરમ પરખી.

શિષ્ય

## દોહરો.

પુરૂષ પ્રકૃતિ થકી પ્રભુ, વ્યક્તિ જનની કેમ;
તે પણ કહેવા ઘટિત છે, મુરખ હું સમજું તેમ.

ગુરૂ ઝુલણા.

મૂળ પ્રકૃતિ રહી ત્રણ ગુણે શોભતી,
સત્વ, રજ, તમ, બધા છે સમાન;
શ્વેત ને રકત ને કૃષ્ણ ત્રણ વર્ણના,
તાંતણાથી ગુંથી દોર માન.
ત્રણ ગુણોની સમાન સ્થિતિ એ કહી,
તે સુષુપ્તિ મહા પ્રલયરૂપે;
કર્મને વાસના સહિત જિવ અગણુતવ,
મૂળ પ્રકૃતિ મહી સર્વ છૂપે.
સૃષ્ટિ રચના રહી ગુપત ઈશ્વર વિશે,
વ્યકિતને જાયરે ઘંટ વાજે;
ઇશ્વરાધીન તે આવરણ શકિતથી,
તવ અધિકતા રજોગુણુનિ છાજે.
પ્રગટતી એમ વિક્ષેપ શકિત ખરે,
મહત જેને કહે છે વળીરે;
મહતની ભૂમિકા, રાજતી બહુ ઉંચી,
અરૂપ તે ભૂમિકા છે કવીરે.
તેની મધ્યે લસે શુધ્ધ ચૈતન્ય તે,
નામ હિરણ્યગર્ભ જણાયું;
એજ હિરણ્યગર્ભનું ભલું રૂપ તે,

વ્યકત અવ્યકત બન્ને ભણાયું;
તેની આશ્રીત વિક્ષેપ શકિત વડે,
થાય તમ ગુણતણી અધિકતારે.
અતિશ બળવાન તવ શકિત જે પ્રગટતી,
તે અહંકારરૂપ માનતારે;
તેની મધ્યે લસે શુદ્ધ ચૈતન્ય જે,
નામ વૈરાટ તેણે ધર્યું છે;
નથિજ અવ્યકત ને વ્યકત અવ્યકત પણ,
વ્યકતરૂપ તેનું તે ઉચર્યું રે.

## દોહરો.

શિષ્ય

કઠિન ઘણું છે સમજવું, આ સઘળું મહારાજ,
ગ્રહણ થાય મુજથી પ્રભુ, કથન કરો ત્યમ આજ.

## ઝુલણા.

ગુરૂ

પુરૂષ પ્રકૃતિ વડે સર્વ વ્યાપી રહ્યું,
જાણ ચૈતન્ય જડ રૂપ તેને;
પ્રકૃતિ વણ સદા પુરૂષ ને પુરૂષવણ,
પ્રકૃતિ શકિત હિન જોઉં બેને.
પુરૂષ ને પ્રકૃતિમાં દિશે ભિન્નતા,
ભિન્નતા સાચી તે તો નથીરે;

તત્વ તો એક પણ થાય દર્શણ જુદાં,
છે ગયા પંડિતો એ કથીરે.
પ્રકૃતિ પામતિ બહુજ વિકારને,
એ વિકારો તણા બે પ્રકાર;
એક તે રજ્જુનો સર્પ દેખાય છે,
દુધનું દહિં બન્ને અન્ય ધાર.
પ્રકૃતિ રહોય માયા સદા બ્રહ્મની,
સ્વામિ માયા તણા છે મહેષ;
જે અવિદ્યા કહે તેજ માયા વળી,
સર્વ માયા તણો જાણ દેશ.
જેમ જળમાં પ્રતિબિંબ દેખાય છે,
તેમ પ્રકૃતિ વિશે પુરૂષ રહોય;
ભૂમિ ને બીજથી જેમ નિપને તરૂ,
એક સ્વામી બીજી પત્ની હોય.
પુરૂષ નિર્ગુણ અનાદી અકર્તા અને,
છે સ્વયંજયોતી ' સર્વત્ર વ્યાપી;
સર્વ કાર્યોતણું મૂળ જડ પ્રકૃતિ,
ભેદ લહિ સંશયો નાખ્યું કાપી.
કર્તુ ને કરણ ને છે ક્રિયા રૂપરે,
પ્રકૃતિ એજ તું જાણી લેજે;

કર્મનો ભોગતા તેથિ આત્મા નથી,
સબળ સિદ્ધાંત એ થાય સ્હેજે.
દેહ તે પ્રકૃતિ પુરૂષ તે જીવ છે,
જીવ તે તો સદા શીવ સાચે;
જીવ ને શીવની ઐકયતા અનુભવી,
સંત આનંદમાં આપ રાચે.

## દોહરો.

શિષ્ય

દેહ પ્રકૃતિ રૂપ કયમ, આત્મા પુરૂષ કથાય,
કયમ સંબંધ શરીરનો, આત્મા સાથે થાય.

## ઝુલણા.

ગુરૂ

જે અહંકાર તુજને કહયો તે થકી,
પ્રથમ આકાશની જાણ વ્યકિત;
જાણ આકાશનો ગુણ તે શબ્દ છે,
શબ્દ માંહી વસે સર્વ શકિત.
એજ આકાશ વીકારને પામતાં,
વાયુરૂપે બનીને રહે છે;
પવનને વાયુ તે, તું રખે જાણતો,
સ્પર્શનો ગુણ તેનો કહે છે.

વાયુ વીકાર પામિ બને તેજરે,
ઉચર્યો ગૂણ જેનોજ રૂપ;
તેજ વિકાર પામિ બને વારિરે,
જાણ રસગુણનું છે સ્વરૂપ.
વારિ વિકારને પામિ અંતે પછી,
પૃથ્વિ રૂપે થઈને વિરાજે;
તે તણો ગૂણ તે ગંધ પિછાણવો,
પાંચ એ તત્વથી વિશ્વ રાજે.
પાંચ એ તત્વની દેહ આ છે બણી,
કરિ ચતુરાઈ જેમાં ઘણીરે;
સમજરે સમજ તું દેહ રચના ભલી,
આપશે શીખ સાચા તણીરે.
ગુણ જેમાં રહ્યા પંચતત્વો તણા,
પૃથ્વી તેનો શરિર છે વિકાર;
પાંચ એ તત્વ તે, એક તત્વો તણાં,
માત્ર રૂપાંતરો છેજ સાર.
મૂળ કારણ અલ્યા જે કહું છું તુને,
એક પરબ્રહ્મની શકિત તે છે;
નહિજ ઉચરાય તે અસત કે સત કહી,
નિરખિ જોતાં સ્વતઃ સિધ્ધ જે છે.

અગ્નિમાં ઉષ્ણુતા, સૂર્યમાં તેજ ને,
ચંદ્રમાં ચંદ્રિકા જેમ શોભે;
તેમ પરબ્રહ્મની શકિત એને લહી,
એ લિલા માંહી સંસાર લોભે.
નામ માયા સદા ધારતી તે વળી,
કો કહે પ્રકૃતિ કે પ્રધાન;
ભિન્નતા પુરૂષ ને પ્રકૃતિમાં જુએ,
મુરખ તે મનુશ નહિ જ્ઞાન વાન.
સાચી વસ્તુ નથી વસ્તુતાએ કદી,
સાચ્ચિની ભ્રાંતિ તેમાં કરાવે;
સાચી જે વસ્તુ છે તે ન દર્શાવતી,
જાણ તે નામ માયા ધરાવે.
બ્રહ્મ તત્વની અલ્યા વૃત્તિ જે શુદ્ધ છે,
તેજ ચૈતન્ય શકતીજ માયા;
સ્ફૂરણ રૂપથી પછી પામિ ઘનભાવને,
કોટિ બ્રહ્માંડ એથી રચાયાં.
સૃષ્ટિ રચના વિશે મુખ્ય એ શકિત છે,
ધારતી પ્રકૃતિ તેથી નામ;
બ્રહ્મ સ્વરૂપીણી, સિધ્ધની ઈશ્વરી,
સિધ્ધિદા પૂરતી સર્વ કામ.

સત્વગુણમાં રહે શબ્દ પ્ર પ્રથમ તે,
શબ્દ કૃ છે રજો ગુણ વિશેરે;
શબ્દ તા તે રહયો છે તમોગુણ વિશે,
ત્રિગુણ ધારણ કરી અર્થ દિશે.
પ્રકૃતિનું રૂડું રૂપ તે પૃથ્વિ છે,
પૃથ્વિ વિકાર તે દેહ જોજે;
પ્રકૃતિ પુરૂષમાં, ભેદ તત્વે નથી,
જાણિ એ સંશયો સર્વ ખોજે.
વિવિધરૂપ ધારિને, નામ જેના લહ્યાં,
જાણ તે પ્રકૃતિનોજ વંશ;
બ્રહ્મ લીલાતણો પાર નહિ પામિયે,
એ લિલાનો લહુ વિશ્વ અંશ.
જળ નિધિમાં થતાં બુદબુદા ફીણ કંઈ,
ઉછળે છે તરંગો અનેક;
જળ નિધિમાંહી એ નીપજ્યાં તે બધાં,
પામતાં લય જળે એજ નેક.
જળ નિધીથી નથી ભિન્ન તે કોઇરે,
તેવી સર્વે લિયો વિશ્વ લીલા;
એમ વિવેકથી ખોળતાં પામશો,
સત્ય તત્વે જતા ગુપ્ત ચીલા.

ચર્મનાં ચક્ષુઓ જોય છે ચર્મની,
અગટ જે ઉપલી દેહ તેને;
નાળીકેરે દિસે, કઠિન પડ ઉપરનું,
કાચલી રૂપથી જાણ્યું જેને.
એકલી કાચલી એ નથી ફળ ખરૂં,
પડ મહી પડ બિજાં છે રહ્યાંરે;
ઉપલું પૃથ્વિનું પૃષ્ટ પૃથ્વી નથી,
ભિતરમાં પડ બિજાં છે લહ્યાંરે.
એમ રચના વળી જાણ ઇંડાં તણી,
તેમ રચના અલ્યા દેહ કેરી;
આતમાના બધા કોષને સમજતાં,
થાય આશ્ચર્યતારે ઘણેરી.

(પંચ કોષ વિષે)

શિષ્ય

દોહરો.

કોષ કોષ કેને કહો, કોષ મ્યાન ભંડાર,
પણ તે અર્થ ઘટિત નહીં, દીશે આહીં લગાર.

ગુરૂ

ઝુલણા.

કોષ તે માનજે મ્યાનરૂપે ખરે,
ખડગ તેજસ્વિને તે છુપાવે;

તેજ ભંડાર, ભંડાર સાચો ભણ્યો,
અંતરે રત્નને જે દિપાવે.
તત્વને વીંટળ્યું આવરણ કોષ તે,
કાચ ડબ્બા વિશે જેમ દીપ;
મોતિ તેજસ્વિ છે જે મહા મૂલનું,
તે છુપાવે ભલિ ભિતર સીપ.
આતમા તેજ તું જાણ પરમાતમા,
આદિ ને અંત જેને નથીરે;
ગુણ રહિત વાણિ મન બુધ્ધિથી વેગળો,
નહિં શકે વેદ જેને કથીરે.
રૂપ ને રંગ જેનાં નથી જાણિયાં,
વ્યકત તે થાય કયમ વિશ્વ માંહે;
ભોગ આપી વડો, પામિ સંકોચને,
રૂપધારી થઈને સુહાએ.
એક પટકુળપર બીજું પટકુળરે,
નીજ અંગે ધરે જેમ કોઈ;
તેમ આત્મા ધરે પાંચ આવરણરે,
તેજ તે કોષ છે જાણ જોઈ.
આવરણ આતમા તેમ પોતે ધરી,
ગુપ્ત જ્યોતિરૂપે સોહ્ય જાણ;

પંચકોણી જળાધારિમાં શીવનું,
જેમ શુભકારિ સુહાય બાણુ.

શિષ્ય **દોહરો.**

કોષ કહો છો જે પ્રભુ, તેનાં રચના નામ,
વિસ્તારી સમજાવવા, વિનવું કરી પ્રણામ.

ગુરૂ **ઝુલણા.**

અન્નમય, પ્રાણમય, ને મનોમય અને,
જાણ વિજ્ઞાનમય કોષ ચોથો;
પાંચમો સર્વથી શ્રેષ્ઠ આનંદમય,
આતમાને થયો કોષ ઓથો.
અન્ન રસથી અલ્યા દેહ જે નીપને,
તેથી પોષાય લય થાય તેમાં;
પંચભૂતો થકી જે બનેલું દિશે,
સ્થૂળ છે શરિર તું મોહ્ય જેમાં.
અન્નમય કોષ તે પ્રથમ પિછાણજે,
વ્યાપ્ત છે તે તમો ગુણ થકીરે;
તેની ભૂલોક દિશે ખરી ભૂમિકા,
આવરણ શકિત જાણો નકીરે.
પુરૂષને સ્રી તણા શુક્ર શોણીતના,
મિશ્રથી દેહ એ નીપને છે;

એજ શોણીતનું મૂળ તે અન્ન છે,
શુક્ર પણ અન્ન રસથી બને છે.
બટ પ્રકારે અહ્યા અન્ન રસ જાણજે,
રસથકી પ્રથમ રૂધીર થાએ;
થાય રૂધીરથી માંસ ને માંસથી,
મેદ ને મેદથી સ્નાયુ થાએ.
સ્નાયુથિ અસ્થિ, અસ્થિથી મજ્જાબને,
શુક્ર મજ્જા થકી થાય અંતે;
ધાતુ ને અવયવો દેહના સર્વરે,
હોય રસમય ભણ્યું પૂર્વ સંતે.
જન્મ થાતાંજ તે દેહનાં રક્ષણે,
અન્નને। થાય આરંભ ભાઈ;
અન્ન એ બ્રહ્મનું સ્વરૂપ સુહાય છે,
જે મહીં જાય અંતે સમાઈ.
મૃત્તિકાનું રચ્યું હોય મંદીર તે,
જાણ રક્ષાય છે મૃત્તિકાથી;
જર્જરી ભૂત થઈ, તે પડી છેવટે,
મૃત્તિકામાં મળે આવ્યું જ્યાંથી.
અવર વળિ શરિર છે મૂર્તિ છાયાતણી,
સ્થૂળનું સૂક્ષ્મરે રૂપ તે છે;
સ્થૂળની સાથ જોડાયલી નિત્ય તે,

અન્નમય કોષમાં તે રહે છે.
દેહ આ દેખીતી, યંત્ર સરખી લહી,
જાયરે થાય ક્રીયા રહીત;
મૂર્તિ છાયાતણી, નીલ લોહીત તે,
થાય જૂદી ગ્રહી સકળ વીત.
સ્થૂળની સાથ, સંબંધ ઘટ તેહને,
સ્થૂળની નિકટ તે તો ભમે છે;
સ્થૂળનાં તત્વ, લય પામતાં સુધી તે,
મૂર્તી છાયાતણી નહિ સમે છે.
પ્રેત સ્વરૂપ દેખાય સબભૂમિમાં,
કંઈ સમય સૂધી જે મર્ણ પૂઠે;
તેજ એ મૂર્તી છાયાતણી સમજજે,
ભૂમિમાંથી નહી અવર ઉઠે.
સ્થૂળ જે દેહ તે, અગ્નિદાહે બળી,
ઘણુ વિલંબે જહીં થાય નાશ;
દેહ છાયાતણી, ચેચણતાં, પિગળતી,
ત્રુટતા સર્વ ઐહીક પાશ.
અગણુજે સૂક્ષ્મ પરમાણુ તેનો જથો,
સમજવી એ ખરે સ્થૂળ દેહ;
શસ્ત્ર એ સર્વ વ્યવહાર ને કર્મનું;
હું કહે તે નથી દેહ એહ.

જાણુ પ્રત્યેક પરમાણુ તે સજિવ છે,
કર્મ પ્રત્યેક નિત્યે કરે છે;
સર્વ કેરી કૃતિનો જથો દેહનાં,
કર્મ સામાન્ય તે ઉચરે છે.
નીજ સ્વભાવથી એમ પરમાણુઓ,
કામ તે જે કરે છે સદાએ;
કર્મ જે જે કિધાં તે તણી એ કૃતિ,
ખૂબ આશ્ચર્યકારી જણાએ.
હું હું જેને કહે, જોઇ તે એ રહે,
તે હું સ્વતંત્ર ને છે સમર્થ;
એ ગતી સર્ણ પરમાણુની ફેરવી,
સાધશે નીજ ઇચ્છીત અર્થ.

શિષ્ય **હરિગિત**

સમજ્યો હવે સ્વામી ખરેખર શરિર આતે હું નથી,
પણ પ્રાણ પણ શું જિવ નથી, વિસ્તારથી એ કહો કથી.

ગુરૂ **ઝુલણા**

અન્નમય કોષનો આતમા રૂપ જે,
પ્રાણમય કોષ જાણો સદારે;
અન્નમય કોષમાં વિવિધ વાયુજદા,
વર્તતા પ્રાણમય છે તદારે.

પ્રાણુ ને કર્મ ઇંદ્રી થકી એ બન્યો,
ઇંદ્રિયાત્મા કહે કોઇ તેને;
સ્થૂળ ઉપાધિમાં વર્તતો વાયુ તે,
ઉચરી છે ક્રિયા શકિત જેને.
ગુણ એનો રજો ગુણુ તે છે કહયો,
ભૂમિકા ભુવર લોકે કહી છે;
પ્રગટ જે વિસ્તરી આતમારામની,
શકિત તે પ્રાણુ રૂપે લહી છે.
પ્રાણુથી થાય છે માત્ર ક્રીયા અને,
જ્ઞાન કેરૂં નથી તેજ ધામ;
નથિજ વિચાર સંકલ્પ વિકલ્પ કે,
નથિજ સામાન્ય રીતે વિરામ.
પ્રાણુ જ્યાં હોય ત્યાં, જાણુ આકાશ છે,
વિહિન આકાશ નહિં પ્રાણુ હોએ;
પ્રાણુની વૃત્તિઓ પ્રગટ કહિ પાંચરે,
પણ ખરીતોં કહી સાત કોએ.
પ્રાણુ અપાંનને વ્યાન ઉદાન છે,
પાંચમી તે કહે જે સમાન;
સર્વ એ પાંચની છે ગતી ભિન્ન ને,
જાણિયાં પાંચના ભિન્ન સ્થાન.

મુખ અને નાસિકા આંખ ને કાનમાં,
પુરણ પ્રકાશતો નિત્ય પ્રાણ;
લિંગમાં ને ગુદા માંહિ અપાનનો,
વાસ છે સર્વદા એમ જાણ.
શરિરમાં વિસ્તરી અગણ જે નાડિઓ,
સર્વ તે નાડિમાં રહોય વ્યાન;
કંઠ મધે વિરાજી રહયો વાયુ તે,
સ્વરૂપ તેનું લહો, છે ઉદાન.
હૃદય આકાશને નાભિ મંડળ વિશે,
ખેલ ખેલી રહયો છે સમાન;
ગહન રચના દિશે દેહ પિંડાંડની,
પુરણ સમજે પુરા જ્ઞાનવાન.
પ્રાણ જવ થાય છે પૃથિવ શું મિશ્ર રે,
જાણ તવ રૂપ તેનું ઉદાન;
પાણી સંગે જદા મિલન થાએ તદા,
જાણવું રૂપ તેનું સમાન.
અગ્નિ સંગે જદા મિલન થાએ તદા,
જાણવું રૂપ તેનું અપાન;
વાયુસંગે મળે પ્રાણ રૂપ છે તદા,
સંગ આકાશ શું રહોય વ્યાન.

પ્રાણ તે વાયુ જે રૂદયથી જઈ ઉંચે,
નાસીકા મૂખથી નીકળે છે;
વ્યાન તે વાયુને જાણવો જે ખરે,
સર્વ નાડી વિશે સંચરે છે.
તેજ અપાન તે વાયુને જાણવો,
જે રૂદેથી નિચે ઉતરે છે;
પ્રાણમય કોષની મધ્યમાં વરતતો,
વાયુ સમાન તે ઉચરે છે.
પ્રાણ આદિ બિજા વાયુના રક્ષણે,
જાણ ઉદાન સાથે રહ્યોરે;
સર્વ બિજા રહે દેહમાં ત્યાં સુધી,
ત્યાંથિ ઉદાન તે નથિ ગયોરે.
શરિર રક્ષણ વિશે પ્રાણનો ધર્મ છે,
તેથી પ્રાણાગ્નિ જાગે સદાએ;
પાંચ એ અગ્નિથી, યજ્ઞ જે થઇ રહયો,
યજ્ઞ તે ઈષ્ટફળ દાયી આંહે.
સ્થૂળ આ પિંડના જેમ જુદા જુદા,
ભાગ વિભાગ છે વિસ્તર્યારે;
પ્રાણમય કોષ જે ઇંદ્રિઓ રહિત છે,
ભાગ નહિ તેમ તેના કર્યારે.

નેત્ર તે નિરખતાં, શ્રવણુ તે શુણુતાં,
સ્વાદ રસના લિયે છે ભલેરી;
નાસિકા સૂંઘતી, સ્પર્શ કરતી ત્વચા,
શકિત એ સર્વમાં પ્રાણુ કેરી.
પ્રાણુના તેજવણુ, ઇંદ્રિયો શુન્ય જડ,
વિષય પોતા તણા નહિ પિછાણે;
ઇંદ્રિના વિષય રસ, પ્રાણુ પોતે ગ્રહી,
તે મનોમય વિશે વાળી આણે.
જિવન જીવનું રહ્યું પ્રાણુને આશ્રયે,
પ્રાણુને આશ્રયે સ્થૂળ દેહ;
પ્રાણુરૂપ શકિત જે આતમાની વડી,
સ્થૂળ માંહી રમે બાંધિ નેહ.
શકિત એ સ્થૂળ ઉપાધીથી નીસરે,
દેહકેરી ક્રિયા બંધ થાએ;
નૃપ જતામાં થઈ છે નિરંકુશ પ્રજા,
ક્લેશથી નાશમાં દોરવાય.
અન્નમય કોષથી વિવિધ તે અનુભવો,
પ્રાણુમય કોષ સંગ્રહ કરે છે;
થઈ વિખુટો મનોમય વિશે છેવટે,
સર્વ અર્પણુ કરી સંચરે છે.

મરણુ તે એજ છે અવર બીજું નથી,
બીજું જે કેહુ તે મુરખ માનો;
સ્થૂળ ઉપાધિમાં ઓત પોતે રહ્યો,
પ્રાણુ તે નીસરી જાય છાનો.
કોષ બિજા રહ્યા ભિતર તે સર્વને,
પ્રાણુ છે સ્થૂળ શું જોડનારો;
તાર સંધાનનો ત્રુટતાં પંખિને,
ઉડતાં કોણુ છે રોકનારો.
એમ આ પ્રાણુગય કોષ પણુ હું નથી,
પ્રાણુ વશ વરતતો અવર હુંને;
મનન એનું કરી સમજરે સમજતું,
ભેદની વાત હું કહુંછ તુને.

શિષ્ય

મરિ ગયો મરિ ગયો, એમ મૃત્યુ થતાં,
લોક સઘળા કરે છે લવારા;
પણુ મરણુ જે કહ્યું તે સ્થિતિ થઇ કશી,
સાચું તે કેટ હશે સમજનારા.
મરણુ જેને કહે નાશ તે તો નથી,
એમ સમજ્યો હવે સાચું સ્વામી;
જે મનોમય કહ્યો કોષ તેનો મને,
બોધ આપો કહું શીશ નામી.

ગુરૂ

કોષ જે વર્ણવ્યા ઉભય તે તો અલ્યા,
બાહ્ય સૃષ્ટિ શું સંબંધ ધારે;
અવર ત્રણ જે રહ્યા કોષ તે ઉલટા,
વૃત્તિ અભ્યંતરે જો પ્રસારે.
પ્રથમ એ ત્રણ વિશે છે મનોમય રૂડો,
કઠિન છે સમજવો કોષ તે તો;
જ્ઞાન ઇંદ્રિય સંકલ્પ વિકલ્પ ને,
કામના મય સદા સ્હોય એ તો.
છે તમોગુણ તણું કાર્ય તે અન્નમય,
છે રજોગુણ તણું પ્રાણમયરે;
અવર ત્રણ કોષ તે સત્વનું કાર્ય છે,
પામિયે તે થકી પદ અભયરે.
પણ મનોમય વિશે સત્વ સંગાતરે,
છે તમોગુણ મિશ્રીત ભારે;
રાગ ને દ્વેષ આદી તમોગુણ તણી,
વૃત્તિઓ તેથિ તેમાં વિહારે.
જ્ઞાનશકિત ખરૂં નિરખતાં એક છે,
તોય ત્રણ રૂપથી તે પ્રકાશે;
કારણી શકિત ને કર્તૃરી શકિત ને,
ભોગશકિત, છબિ રૂચિર ભાસે.

જ્ઞાનશકિત થકી નીપન્યું મન વડું,
છે મનોમયજ એ મન વડેરે;
વૃત્તિઓ મનતણી પાર વિનાની છે,
પળ પળે ઘાટ જુદા ઘડેરે.
ઇંદ્રિઓ સર્વનો મંન આધાર છે,
પ્રથમ પ્રજ્ઞાદિશે સર્વ કામે;
સુખ અને દુઃખની લાગણીઓ સહુ,
આવિને ઠરિ રહી એજ ધામે.
થાય સંસર્ગ જે બાહ્ય વસ્તુ તણો,
તે થકી કલપના કંઇક કરશે;
ચિત્તને રૂચતી, મૂર્તિ અંતર રચી,
તે તણા બોધ માર્ગે વિચરશે.
જાણુ સ્વર્ લોક છે ભૂમીકારે ભલી,
એ મનોમય તણા કોષ કેરી;
એ મનોમય થકી પ્રગટ ઇચ્છા થતી,
શકિત એ કોષની છે ઘણેરી.
સર્વ કાર્યોતણાં કારણો સર્વરે,
એ મનોમય મહી છે સમાયાં;
તત્વના દેવતા આવિને અહિં વસી,
નીજ કર્તવ્યમાં છે ગુંથાયા.

સમુહ ઇંદ્રીતણો ચક્ષુ આદીક છે,
દીવ્ય પ્રકાશતી તેની શકિત;
મંન આધીન છે, ખેંચિ લે સ્વપ્નમાં
મન અને મનથકી પુનર્વ્યકતી.
એ મનોમય તણો આતમા રૂપ તે,
જાણુ વિજ્ઞાનમય કોષ બેશ;
છે મનોમયતણા તત્વ તેમાં બધાં,
નિશ્ચયાત્મક દિશે ગુણ વિશેષ.
જ્ઞાન ઇંદ્રી સહિત બુદ્ધિમય જે રહ્યો,
તેજ વિજ્ઞાનમય કોષ સાચે;
સબળ એ કોષકેરા પ્રતાપે પશુ,
વર્ગથી શ્રેષ્ટ તે મનુષ રાચે.
વસ્તુ વિચાર વિવેકથી એ કરે,
વસ્તુ રચના બધી અહિં રચાએ;
સર્વ અનુભવ આવ્યા તે મનોમય થકી,
અહિં પ્રતિબિંબ રૂપે સુહાએ.
એક સંગ્રહ કરે, અવર રચના રચે,
તત્વ સાચું જુદુ અહિં પડે છે;
ભ્રાંતિને ભુળવણી માંહી ભરમાવતી,
ઇંદ્રિઓ કોઈ ના અહિં નડે છે.
ધ્યાનથી પ્રગટતી, સર્વ શકિત તણો,

જાણુ વિજ્ઞાનમય માંહી વાસ;
થઇ ઘનીભૂતને વ્યકતિઓ પામતાં,
સર્વ રૂપોતણો અહિં વિલાસ.
જે મનોમય વિશે અહરનિશ વરતિને,
બાહ્ય વસ્તુભણી વિસ્તરે છે;
આતમારામની શકિત તે શકિત તો,
કામના નામ પોતે ધરે છે.
બ્હારથી થાય છે કંઇક આકર્ષણો,
તેથિ તે બ્હાર જાએ તણાઇ;
તે તણી ગતિતણો માર્ગ પણ બ્હારથી,
થાય છે નિત્ય નિર્માણ ભાઇ.
એ સમી શકિત વિજ્ઞાનમય કોષમાં,
આતમારામની જે રહી છે;
બ્હારથી લેશરે નહિજ લલચાય તે,
સબળ ઇચ્છા રૂપે તે કહી છે.
પ્રેરણા અંતરે સૂચવે તેહને,
તેમ તે વર્તિને દોરવાએ;
કોષ એ આતમાને કહયો તે અલ્યા,
બુદ્ધિ ઉપાધિરૂપે ગણાએ.
મનતણી વૃત્તિઓ સર્વ વશ બુદ્ધિને,
બુદ્ધિથી યજ્ઞ તે થાય સર્વ;

હું, અહંકારનું, તત્વ તે અહિં રહ્યું,
નહિં અહંકાર એ જાણ ગર્વ.
સત્વકારણ ખરૂં, કોષનું પણ ખરે,
મિશ્ર થાએ રજોગુણ તેમાં;
કર્તૃરી શકિતને જ્ઞાન શકિત વળી,
ઉભય એ શકિતઓ ભાસિ એમાં.
ચિત્ત છાયા પ્રકાશી રહી બુદ્ધિમાં,
બુધ્ધિ છે સારથી રૂપ તેથી;
મનવડે મસ્ત અતિ, ઇંદ્રિઓ સરવરે,
વર્તતી થઇજ આધિન એથી.
મહર લોકનિ લહો ભૂમીકા કોષની,
ધ્યાન જે એનું ધરશેજ ભકત;
પ્રાપ્ત તેને થશે સિદ્ધિઓ વિવિધરે,
પાતકોથી થશે તેજ મુકત.
સર્વ પાતકતણું ધામ છે શરિર જે,
નામ રૂપ ને ક્રિયાનું રચેલું;
તે તજ્યું જે જને, સેવિ એ કોષને,
પાપ તેણે સદા છે તજેલું.
માન મહિમા અલ્યા, છે ઘણો કોષનો,
પુરણ એ કોષનો કર વિચાર;

કોષ એ પણ નથી, હું ખરે સમજ તે,
હું રહ્યો કોષથી દૂર પાર.

શિષ્ય દોહરો.

કૃપા કરી મુજપર ઘણી, પામ્યો બહુ સંતોષ,
સમજાવો મુજને પ્રભુ, હવે પાંચમો કોષ.

ગુરૂ ઝુલણા.

પાંચમો કોષ આનંદમય જે કહ્યો,
વર્ણવ્યો તે ન જાએ યથાર્થ;
એ સ્થિતિ અનુભવે વીરલા સંત કો,
પુરણ નિર્મળ રહ્યા હીનસ્વાર્થ.
આવિ પરમાત્મની સન્મુખે આતમા,
છે ઉભો સૂક્ષ્મ પટાંતરેરે;
જે સ્થિતિ વૈખરી વાણિથી વેગળી,
કથન વાણિ શું તેનું કરેરે.
ચાર કોષોનિ સંસકિત માંહી રહી,
નીજ કારણતણું નથિજ જ્ઞાન;
દ્વૈતપણુ ટળિ ગયું, શ્રેષ્ટ એવી સ્થીતી,
કોષ આનંદમય તે પિછાન.
સત્વગુણમય થઈ વિલસતો આતમા,
જાયરે આપ કારણ શરીરે;

પુરણુ આનંદ આનંદ છે વર્તતો,
તેજ આનંદમય સમજ ધીરે.
ભોગશકિત વળિ, રહિજ એ કોષમાં,
ઉંચી જનલોકની ભૂમિ રાજે;
જ્યોતિ જ્યોતિ અને શાંતિ શાંતિ બધે,
આપ પિછાન તે ત્યાંજ છાજે.
વણુઉપાધી નહી દ્વૈત દર્શન થતું,
જરૂર છે વ્યકિત માટે ઉપાધી;
સૂક્ષ્મથી સૂક્ષ્મરે આવરણુ તેજનું,
તેસું આત્મા રહ્યો સ્નેહ સાધી.
મનન કર મનન કર એમ તું સ્વરૂપનું,
નાખ દુખદાઈ અજ્ઞાન ટાળી;
સાચું જો તત્વ છે પામવું તો લિયો,
વસ્તુને ફરિ ફરી ગાળી ગાળી.

---

## ત્રણુ દેહ વિષે.

### ગીતીવૃત્ત.

શિષ્ય

પંચકોષનું મુજને વર્ણન રૂડું કીધું પ્રભુ હોંસે,
સ્થૂળ લિંગ ને કારણુ દેહ કહી તે, રહી કિયા કોષે.

ગુરૂ ઝુલણા.

સ્થૂળ ને લિંગ વા સૂક્ષ્મ કારણ અલ્પા,
એમ પણ દેહના છે પ્રકાર;
દહન જે થાય તે, દેહ કહેવાય છે,
ત્રણ તણી છે ગતી એ વિચાર.
ભસ્મ થાએ બળી સ્થૂળ જે દેહ તે,
વિવિધ વળિ વ્યાધિથી તે પિડાએ;
વિવિધ વિકારથી લિંગ બળતી સદા,
ત્રીજી બળતી અવિદ્યાની માંહે.
કહું છું સંક્ષેપમાં દેહ એ ત્રણ દિશે,
શ્રવણ કરજે તું તો ધ્યાન રાખી;
જાણ એ સરવ ઉપાધિ આત્મા તણી,
વ્યકિત નહિં હોય ઉપાધિ પાખી.
સ્થૂળ છાયા શરીરો કહ્યાં બેઉ તે,
અન્નમય કોષ રૂપે રહ્યાં છે;
કોષ જેને વળી પ્રાણમય કોષરે,
સ્થૂળ ઉપાધિરૂપે લહ્યાં છે.
છે મનોમય અને અન્ય વિજ્ઞાનમય,
કોષ બે સૂક્ષ્મ ઉપાધિ માંહે;
જાણ જે લિંગ શરીર તે એજ છે,
કારણ કોષ આનંદ છાએ.

શિષ્ય દોહરો.

રચના લિંગ શરીરની, તત્વ કીયાં નિરધાર,
મમ અજ્ઞાન મિટાડવા, કરો પ્રભુ વિસ્તાર.

ગુરૂ ઝુલણા.

સ્થૂળ જે શરીર તે સોહ્ય અવયવ ભર્યું,
છે ત્વચા આદિ ત્યાં સપ્ત ધાતુ;
ખટવિકારો અને દ્વાર નવ તેહને,
જીવ જંતુ થકી ઉભરાતું.
સબળ કાળે કરી જન્મવું, હોવું, ને,
વૃધ્ધિને પામવું કંઈક વાર;
થાય રૂપાંતરો, થાય ઓછું વળી,
પામવું નાશ, એ ખટ વિકાર.
નેન બે, કર્ણ બે, નાસિકા છિદ્ર બે,
મુખ ગુદા લિંગ, એકેક જાણ;
શરિરથી પુરૂષ એ માર્ગથી નીકળે,
દ્વાર માટે કહ્યાં એ પ્રમાણ.
પંચીકરણ નથી પામિયાં ભૂત જે,
તેથિ ઉત્પન્ન જે દેહ દીશે;
જે અનુભવ કરાવે ફળો કર્મનાં,
વાસનાઓ વસી જેહ લિશે.

પાંચ કર્મેંદ્ર ને પાંચ જ્ઞાનેંદ્રિ ને,
જે કહ્યા તુજને પાંચ પ્રાણ;
મન અને બુદ્ધિ એ તત્વ સત્તરતણું,
લિંગ શરીર છે એમ જાણ.
લિંગ દેહે કરી, કર્મ જે જે થયાં,
તેજ કર્મોવડે સમય થાતાં;
પ્રાણિયો સર્વરે, ફરિ ફરિ જનમતાં,
મૃત્યુને પામતાં તે જણાતાં.
ત્રણ ગુણોની રૂડી સામ્ય સ્થીતી રહી,
તત્વ અવ્યકત તે સ્થીતીનું છે;
તેજ અવ્યકતનું આવરણ જે થયું,
કારણોપાધિ તેને કહે છે.
જાણ જાગૃત અને સ્વપ્ન સુષુપ્તિ છે,
ત્રણ અવસ્થાજ ત્રણ દેહ કેરી;
એ અવસ્થા બધીનો રહ્યો સાક્ષિ જે,
ખોળ કરવીં ઘટે તેહ કેરી.
કોષ એને કહો કે કહો દેહ વા,
કે ઉપાધિ કહો અવર નામ;
આતમારામને વિલસવા કારણે,
સ્થાનમાં સોહ્ય છે શુભ ધામ.

કોટથી વીંટળ્યો હોય કિલ્લો રચ્યો,
આવિને જેમ નૃપ ત્યાં નિવાસે;
નૃપતણો નૃપ વડો આતમારામરે,
તેમ કાયા વિશેરે પ્રકાશે.
કાચનાં પાત્રમાં જેમ દીપક રહ્યો,
તેજ ફરતું બધે વિસ્તરે છે;
હોય નિર્મળ કહી કાચ તો જ્યોતરે,
ઝળકતી દ્રષ્ટિએ તે પડે છે.
પાત્ર જુદાં જુદાં માંહ્ય આકાશ છે,
પાત્ર છે ત્યાં સુધી ભિન્ન ભાસે;
પામતાં પાત્ર વિનાશ આકાશ તે,
ટળિ જુઠી ભિન્નતા તરત જાશે.
જોઇએ જળ વિશે જેમ મોજાં જુદાં,
વિવિધ આકારના ઉછળે છે;
જાય મોજાંતણું રૂપ જ્યારે ફીટી,
જળ મહી સર્વ એ જળ મળે છે.
ખાંડનાં રમકડાં વિવિધ રૂપનાં રૂડાં,
જેમ કારીગરે છે બનાવ્યાં;
સર્વ ઓગાળી તે નાખતાં ખાંડ છે,
ભ્રાંતિમાંહિ રૂપેરે ભમાવ્યા.

એમ વીવેકથી વિશ્વ વીલોકતાં,
તત્વ તે એક ભરપુર ભાસે;
નામરૂપથી જુઓ જીવ ભિન ભિન્ન પણ,
સર્વમાં તત્વ એકજ પ્રકાશે.
સર્વમાં હું અને સર્વ મારે વિશે,
એ અનુભવ અલ્પ્યા શ્રેષ્ઠ સોહે;
શ્રેષ્ટ એ શિખરપર જો જવાની તને,
અંતરે શુભ અપેક્ષાજ હોએ.
ભ્રાતૃભાવનું અલ્પ્યા પ્રથમ છે પગથિયું,
અવરને હોય આધાર એનો;
એ રૂડે માર્ગ જે દ્રઢ ધિરજથી જશે,
મિટિ જશે સહુજ ભવ ત્રાસ તેનો.
ભ્રાતૃભાવનું સદા તેથિ સેવન કરી,
જરૂર કલ્યાણ કરજેજ તારૂં;
આપ ઓળખ થતાં, જીવ શીવ રૂપ થશે,
સત્ય ફળશે 'સદા વચન મારૂં.

---

## સાધન વિષે.

શિષ્ય — દોહરો.

ભ્રાતૃભાવને કેમરે, પ્રથમ કહ્યું સોપાન,
ભ્રાતૃભાવથી કયમ કરી, મળશે આતમ જ્ઞાન.

ગુરૂ ઝુલણા.

પ્રેમ પરિપૂર્ણરૂપ પેખ પરમાતમા,
આતમા વંશ જેનો ભણાએ;
શકિત પરમાતમાની સદા સકળરે,
આતમા માંહે છુપેલિ છાએ.
પ્રેમમય તેથિ પોતે થયારે વિના,
પ્રેમમય પુરૂષને કેમ પામે;
ઔાષધી પ્રેમનું પાન કીધા થકી,
વિવિધ વીકાર વ્યાધી વિરામે.
પ્રેમથી પરમ હેતુની પ્રાપ્તી થશે,
એક રસ નિખિલ તે વિશ્વ થાશે;
ભિન્નતા–દુઃખનું મુળ તે ટળિ જતાં,
સ્વરૂપ સાચું અહ્યા ઓાળખાશે.

શિષ્ય દોહરો.

પરમ હેતુની પ્રાપ્તિનું હોશે શું સાધન,
થાય ન કાર્ય ક્રિયા વિના; શ્રમવણુ ન મળે ધન.

ગુરૂ ઝુલણા.

જાણુ અધ્યાત્મ વિદ્યા અતી અજબ છે,
નથિજ તે અવર સામાન્ય સરખી;

સરવ બીજી સમાઇ રહી અહિં સદા,
તૂલના એની કો નથિજ નિરખી.
થાય બળવાન બહુ મનુષ એ પામતાં,
આવતી નવિન શકિત ઘણીરે;
અતિ અદેખાઇથી દિવ્ય એ દેવિની,
સંત રક્ષા કરે છે ઘણીરે.
સત્ય અધિકારિવિણ અવર તે સરવને,
બંધ મંદિરતણાં નિત્ય દ્વાર;
જો પ્રવેશે કદી કો અધમ વરણનો,
સરવ અભડાય છે તેણીવાર.
હોય અજ્ઞાનિ બાળક ન તેને કદી,
અગ્નિ તે હાથમાંરે અપાએ;
ભુલમહી આપતાં થાય વિનાશરે,
પુરણ પરિતાપ તો પુડળ થાએ.
શુદ્ધ છે સોનું કે પુતળિ પિતળ તણી,
પરખવા થાય તેની કસોટી;
તેમ અધિકારિ છે કે નહીં તે તણી,
અહિં પરિક્ષા થતી તેની મોટી.

શિષ્ય

દોહરો.

પામે દિક્ષા જ્ઞાનની, હોએ જો અધિકાર,
ગુણ કેવા અધિકારિના, સમજાવો તે સાર.

ગુરૂ ઝૂલણા.

ચાર સાધન પરાપૂર્વથી છે કહ્યાં,
જરૂર તે સમજવા ધ્યાન દેજે;
પ્રથમ વિવેક વૈરાગ ખટસંપત્તિ,
ચોથું મુમુક્ષતા જાણિ લેજે.

વિવેક સત કશું ને કશું અસત તે સમજવું,
પ્રથમ જરૂરની સમજ એ છે;
તે વિના ગાઢું અંધારૂં દીશે બધે,
જગતના મોહ જિવને છળે છે.
આતમા નિત્યને જાણ અવિનાશિ છે,
અવર સઘળું લહો નાશવાન;
સત્ય દ્રષ્ટા સદા આતમારામ છે,
અવર છે સર્વ મૃગજળ સમાન.
વસ્તુ વિવેક તે એજ ઉચરાય છે,
એથિ માયાતણું પટ ખસે છે;
નેત્ર નિર્મળ થતાં, વર્ણ વસ્તુતણો,
નેત્રમાં આવિ સાચો લસે છે.
બોધનું સ્વરૂપ વીવેકને વર્ણવ્યું,
બોધ વીના બધે જાણ રોધ;
શ્રવણ, મનન, નિદિધ્યાસ એ બોધનાં,
કારણો, એ વડે સ્વરૂપ શોધ.

વૈરાગ એમ વીવેક દ્રષ્ટિ બધે વિસ્તરે,
વસ્તુનું સ્વરૂપ સાચું જણાએ;
દોષ દુખદાઇ દેખાય તેમાં ઘણા,
રે ભુલ્યો રે ભુલ્યો એમ થાએ.
ભ્રમણ જ્યાં મીટશે, મોહ ત્યાં છુટશે,
તૂટશે બંધ વસ્તુ તણારે;
લલિત સુખકારિ જે માનિયાં રૂપ છે,
જાણિયાં તેજ બીહામણાંરે.
જન્મ મૃત્યુ જરા વ્યાધિને વશ બધી,
વસ્તુઓ જોઇ વીકાર વાળી;
હ્રદય પામે રૂડી ત્યાગની વૃત્તિરે,
નાખશે ભોગ મમતા પિગાળી.
બ્રહ્મ લોકથી ભણી, મનુષ પર્યંતના,
વિષય જાણ્યા જુઠા ને અનિત્ય;
નહિંજ ઇચ્છા હવે લેશ તેની કરે,
જાણજે એજ વૈરાગ સત્ય.
મંદ વૈરાગ ને તિવ્ર વૈરાગ છે,
તિવ્રતર જાણ ત્રણ ભેદ એના;
થાય વૈરાગથી વાસના ક્ષય વડો,
થાય વૈરાગ ઘન ભાગ્ય જેના.

વિષયના સ્તંભ લલચાવતા બહારથી,
લાલ ને તેજના છે ભરેલા;
મોહિને મુરખ જે ભેટવા જાય તે,
અચુક અંગે બળે તેજ વેળા.
પ્રેત પીશાચનાં જેમ આલિંગને,
માનવિ ડરી અતી દુર નાસે;
ભોગ વિલાસના વૈભવો તેમ તજ,
સેવ વૈરાગ કલ્યાણ થાશે.

શિષ્ય — દોહરો.

પ્રભુજી જે વૈરાગના, ઉચર્યા છે ત્રણ ભેદ,
સમજ પામવા તે તણી, મુજ મુઢ તણી ઉમેદ.

ગુરૂ — ઝુલણા.

શરિર રોગી થતાં, નાશ ધન પામતાં,
કીર્તિ જાતાં બિજી હાની થાતાં;
ક્લેશ મન નિપજતાં, વસ્તુ રૂચી જતાં,
થાય વૈરાગ તે મંદ ગાતા.
નથિજ ઈચ્છા કંઇ વાતની ઈહમાં
એક નિષ્ઠા હરી તિવ્ર તે છે;
સ્વર્ગ પણ તુચ્છ છે, વૃત્તિ એ તિવ્રતર,
શ્રેષ્ઠ ગુરુજી સમોવીર એ છે.

શિષ્ય **દોહરા.**

વિષય અતી દુખદાઇ છે, નથિ કિંચિત સંદેહ,
વિષય વેશિયાની ખરે, નરક રૂપ છે દેહ.
ઠાઠમાઠ જુઠો કરી, છળતી જન અજ્ઞાન,
હરણ થતાં સર્વસ્વ જન, પામે ક્લેશ નિદાન.
એ નાગણ કેરો ઘટે, કરવો નિત પરિત્યાગ,
નહિતર વિખ જવાળા થકી, પ્રગટે અંતર આગ.
સમજાવો મુજને હવે, ત્રીજું જે સાધંન,
ખટ સંપતિ તે પ્રભુ, કોને કહે છે જંન.

ગુરૂ **ઝુલણા.**

ખટસંપત્તિ ખટ કહે જાણ છ, સંપતિ ધન લહો,
પ્રાપ્ત કરવું ભલે તે પ્રયત્ને;
ચોર ધુતારનો ભય સદા ધારિને,
સાચવી રાખવું ઉચિત જત્ને.
જેમ પૈસો, રૂપું, સોનું, મોતી અને,
રત્ન ને ભૂમિ ધન જે પ્રકારે;
સ્થૂળ વૈભવ તણી પ્રાપ્તિનાં સાધનો,
લોક સંસાર માંહી ઉચારે.
તેમ શમ ને વળી દમ અને ઉપરતિ,
જાણ ચોથી વડી છે તિતિક્ષા;

સોહ્ય શ્રદ્ધા સમાધાન ખટ સદ્ગુણો,
એ વિના નહિં મળે કદિજ દિક્ષા.
જાણુ અધ્યાત્મ દેશે વડાં સાધનો,
સુખ સત્તા બધાં આપનારાં;
સાથિ એ તો સદા જીવના જાણુજે,
દેહ પડતે નહીં છાંડનારાં.

શમ પ્રથમ એમાં તને શમ કહ્યો સમજ તે,
રાખવી મન તણી વૃત્તિ રોકી;
મંન સંકલ્પ વીકલ્પમય છે સદા,
અતિશ ચંચળ અંલ્યા જો વિલોકી.
નવ નવા અંતરે નિત તરંગો ઉઠે,
નહિ પરીણામ તેનું કળાએ;
ગુપત વિચાર પણ, તેથિ બંધાય છે,
સૂક્ષ્મ રૂપો ઘણાં ગગનમાં હે.
જડ નથી રૂપ એ, પણ ફરિ ફરિ બધે,
પ્રેરતાં નિજ સમી કંઈક બુદ્ધી;
નેષ્ટ વિચારથી નેષ્ટ કરમો થતાં,
જેની કરનારને નથિજ શુદ્ધી.
એથી પરમાણુ પલટાય છે શરિરનાં,
ગૂણ વૃત્તિ થતાં એ થકીરે;

ભવિષમાં આપનો આપ કર્તા કહ્યો,
તેનું કારણ વડું એ નફીર.
એમ નિગ્રહ કરી વૃત્તિ અંતર તણી,
શુભ અશુભનો કરે જે વિચાર;
સકળ દુખનું ખરૂં મૂળ જે વાસના,
ત્યાગ તેનો થશે નીરધાર.

દમ બાહ્ય ઇંદ્રી અતી વિષયની આતુરી,
સદિવ અણુ તૃપ્ત ડાહ્યા ભણે છે;
પાંચ કર્મેંદ્રિ ને પાંચ જ્ઞાનેંદ્રિઓ,
એમ દશ ઇંદ્રિ તેઓ ભણે છે.
કથન નીષેધ રે વિષય જે જે તણો,
શાસ્ત્રમાં પુરવથી છે કરેલો;
વિષય તે સરવથી ઇંદ્રિને રોકવી,
દમ ખરો તેજ છે ઉચરેલો.

ઉપરતિ ઉપરતિ તણું હવે સ્વરૂપ વિસ્તારીને,
કહુંછ તુજને અલ્યા લક્ષ દેજે;
ધૈર્યતાનું ઉંચું અંગ તે એક છે,
રંગ સંતોષનો સ્હોય સ્હેજે.
નહિ તિરસ્કાર ને દોષની દ્રષ્ટિથી,
મનુષ કે વસ્તુ કોને નિહાળે;
નહિજ જન ઉપરના રૂપને જોય પણ,

ઉતરી અંતરે અવર ભાળે.
કવણ અભિલાષને કવણ રહી કામના,
કવણ હેતુ છુપા નીરખે તે;
ઘટિત રચના બધી ઘટિત સહુને મળે,
ન્યાયની છાપ તે ઓળખે છે.
એક સત્તા રહી વ્યાપિ સર્વત્રરે,
વિવિધ રૂપ ધારિ સંકોચ પામી;
જેવું છે તેવું તે રૂડું સ્વીકારવું,
ખામિને માનવી નહિં નકામી.
કંઇક ઉંચે રહ્યું, કંઇક નીચે રહ્યું,
કંઇક મધ્યે રહ્યું છે ભલેરે;
વિશ્વના નિયમને સરવ આધીન છે,
ફેરી તે નહિ કરૂતે મળેરે.
સમયને અનુસરી સરવ આવી બને,
ભાવિને કોઇ પણ ના નિવારે;
એમ વિચારીને, મદદ સંધે દિયે,
ઉપરતી તેજ એ વૃત્તિ ધારે.
વિષય દુખરૂપ બંધન કરે તેથિ જન,
વૃત્તિ દુર તેથિ રાખો સદાએ;
સર્વ કર્મો તણો જાણ સન્યાસ પણ,

ઉપરતી શબ્દ માંહે સમાએ.
યમ નિયમ આદિ તે કારણો જાણજે,
ઉપરતીનાં જગે છે પ્રસિદ્ધ;
ચિત્તનીરોધરૂપ યોગ તે સ્વરૂપ છે,
નાશ વ્યવહારનો કાર્ય સિદ્ધ.

શિષ્ય **દોહરો.**

નહી નકામી માનવી, ખામી પણ કિંચિત,
વચન મુજને બાપજી, દીશે એ વિપરીત.

શિષ્ય **ઝુલણા.**

ઠોઠ નિશાળિઓ જેમ નીશાળમાં,
ખાય મ્હેતાજીનો ખૂબ માર;
સોટિઓ વાગતી, દુર્મતી ભાગતી,
લાગતી સ્વાદુ વિદ્યા અપાર.
ભણિગણી ઉતરે, સ્વજનને સુખિ કરે,
ધન્ય જગ ઉચરે, હેતુ સાદ્યો;
મારનો એ રૂડો જાણ પરતાપરે,
અમુલ સન્મતિ મણી જેથિ લાદ્યો.
જેમ કુકર્મ કરનાર અપરાધિને,
ન્યાય કરનાર શિક્ષા કરે છે;
નિજ દુરાચારને છાંડિ અપરાધિ તે,

પુઠળ પસ્તાઇને સુધરે છે.
કષ્ટ ને ભુંડું જે ભાસતું જગતમાં,
નથિ નંકામું કદી જાણુ તે તો;
ઉન્નતિ જિવ તણી—પરમ એ હેતુના,
સાધનો સબળ સરજ્યાંછ એ તો.

શિષ્ય **દોહરા.**

મરમ ભરેલી વિશ્વની, રચના વિસ્મયકાર,
માત્ર ઉપરથી પ્રેખતાં, પમાય નહિ કદિ પાર;
સાચે છે કહેવત ખરી, ગુરૂ વિના નહીં જ્ઞાન;
હવે તિતિક્ષાનું પ્રભુ, કથન કરો આખ્યાન.

ગુરૂ **ઝુલણા.**

તિતિક્ષા છે તિતિક્ષા અતી શ્રેષ્ટ સંપત્તિ ને,
જીવને પરમ કલ્યાણ કારી;
કલેશ ને દુઃખનાં સાધનો સરવને,
સહન કરવાની એ વૃત્તિ સારી.
છો ભલે નીપને દુઃખ ને કલેશ પણ,
થતિજ ઇચ્છા ન નીવારવાની;
રીસ ને ક્રોધ નથિ મનુષ કે વસ્તુપર,
છે ધૃતિ ને ક્ષમા ધારવાની.
કેમકે પુરવનાં કર્મને અનુસરી,

જોગ આ જન્મ આવી મળેરે;
આપ કર્તા અને આપ ભોકતા સદા,
કર્મનો અચળ નિમ નહિં ટળેરે.

શ્રધ્ધા

વેદને ગુરૂતણાં વચનને નિજ વિશે,
હોય વિશ્વાસ દ્રઢ તેજ શ્રદ્ધા
વેદને ગુરૂ તણાં વચનથી મીટશે,
કંઇક વાંધા અને કંઇક બાધા.
મનુષ ચિંતે યથા, થાય છે તે તથા,
ચિંતને કીટ તે ભ્રમર થાએ;
સમજવું નીજ સામર્થ્ય ને સબળરે,
કાર્યની સિધ્ધ એમાં સમાએ.
ગુપત છે તત્ત્વ જે નીજ અંતર વિશે,
તત્વ તે જાણજે દિવ્ય અંશી;
પાર નહિ પામિયે જેની શકિત તણો,
તેજ ઇશ્વરતણો એજ વંશી.
સર્વ ઇચ્છા પરિપૂર્ણ કરવા તણી,
વિઘ્ન તે સર્વ નીવારવાની
શકિત જે ગહન તે રાજતી અંતરે,
જાણુ તે પાર ઉતારવાની.
થાય કે થાય ના, કામ છે કઠિનરે,

લોમ વિલોમ મન હોય જેનું;
હોય દ્રઢ ધીર નિર્ભય નરો વીરલા,
કાર્ય સિદ્ધિ સદા કામ તેનું.
સ્વરૂપની જાણુ તો કંઇક થઈ છે હવે,
આપ બળનું થતું ઉદય ભાન;
જાણ્યું સામર્થ્ય પણ શ્રી ગુરૂજીતણું,
દોરવ્યો પંથમાં આપિ જ્ઞાન.

સમાધાન એ બધા શુભ ગુણો પ્રાપ્ત જનને થતાં,
પ્રગટ છટ્ઠું સમાધાન થાશે;
ચિત્ત સમતૂલના, શાંતિ, એકાગ્રતા,
ધૈર્યતા તે સમાધાન ભાસે.
પંથ લાંબો અતી કાપતાં કાપતાં,
આવિયો પંથિ મંદીર દ્વારે;
એક સોપાન પણ બાકિ છે હજી રહ્યું,
તેજ મુમુક્ષતા જાણુ ત્યારે.

મુમુક્ષતા સકળ સંસાર છે મોહ માયા ભર્યો,
જાણ્યું એ જુઠી છે ઇંદ્ર જાળ;
મિશ્ર છે પાણિપય પણ જુદાં પાડિ તે,
આપ આરોગશે પય મરાળ.
વિવિધ વિકાર, વ્યાધી જરા મરણનાં

દુઃખ કેરો નહી પાર આવે;
ઉંધું મસ્તક કરી માતના ગર્ભમાં,
દૈવ બહુ માસ સુધી પિલાવે.
આધિ વ્યાધી ઉપાધી અનેકો રહી,
બાળતા નિત્ય સંસાર માંહે;
એથિ કયારે છુટું તિવ્ર ઇચ્છા વડી,
થાય, મુમુક્ષતા તે ગણાએ.

ચાર સાધન અહ્યા વર્ણવ્યાં એમ જે,
તેજ અધિકારી જીવને કરે છે:
થાય અધિકારિ જન કે પછી તરતરે,
શ્રી ગુરૂ દેવ આવી મળે છે;
એ ગુરૂદેવ તે જિવનમુકતો કહ્યા,
છે દયાળુ કૃપાળુ અપાર;
ધર્મ રક્ષક વડા પ્રેરતા શુભમતી,
જનમ ને મરંણુથી તારનાર.
યોગ્યતા જેંમ વિશેષ જનની થશે,
તેમ દિક્ષા નવી પામશેરે;
પુરણુ પ્રકાશતાં જ્ઞાનનો સુરજરે,
ભય અને ભ્રાંતિ મીટી જશેરે.

શિષ્ય **દોહરો.**

જ્ઞાન જ્ઞાન ઘડિ ઘડિ શુણું, શું છે તે તો જ્ઞાન,
સમજું સઘળું તોય પણ, શું હું છું અજ્ઞાન.

ગુરૂ **ઝુલણા.**

સ્વરૂપમાં જાગવું જ્ઞાન તે જાણવું,
જાણવું ભૂમિકા તેની સાત;
સરવ એ સાતનાં લક્ષણો છે જુદાં,
સમજવું હોય તો સમજ ભ્રાત.
વર્ગ સપ્તક બધે વિશ્વ વ્યાપી રહ્યો,
નિયમ તુજને નથી એ અજાણ્યો;
તેમ અહિં ભૂમિકા સાત સુહાય છે,
સાત ચડનાર તે વીર જાણ્યો.

---

## જ્ઞાનની ભૂમિકા.

શિષ્ય **દોહરો.**

જ્ઞાનતણી પણ શું પ્રભુ, ભૂમિકા છે સાત,
સાત સાત સઘળે દિશે, મરમ ભરી છે વાત.
કહો સાત જે ભૂમિકા, તેનાં લક્ષણ નામ,
ચડતાં જેને પામશે, છેવટ જિવ વિશ્રામ.

ગુરૂ **દોહરો.**

શુભ ઇચ્છા છે પ્રથમ ને, બીજી જાણ વિચાર,

તનુ માનસા ત્રીજી ને, સત્વાપત્તિ સાર.
અસંશકિત તે .પાંચમી, શુભ ભૂમિકા ર્‌હોય,
છઠી પદાર્થ ભાવના, જોતાં જિવડો મ્હોય.
તુરિયા તે તો સાતમી, જાણી લૈ નિરધાર,
એ સરવેનાં લક્ષણો, કરૂં તુને વિસ્તાર.

## ઝુલણા.

શુભેચ્છા

પ્રથમ કહી ભૂમિકા શુભ ઇચ્છા તને,
સમજ તે તણી હું આપું હવેરે;
જાણિયું અવરથી જેવું મે એ વિશે,
પુરવના પંડિતો જે કવેરે.
હોય જે સેવતો એ ભુમીકા ભલી,
ઉદય રવિ ભાગ્યનો થાય તેને;
સર્ણદા કર્મ શુભ આચરે છે વળી,
જાણજે જરૂર નિષ્કામ એને.
એથી અંતઃકરણ શુદ્ધ પોતે કરે,
પાણિથી મલિનતા જેમ ધોએ;
પ્રગટ વૈરાગ તવ અંતરે થાય છે,
ભોગને ભારિ ભૂજંગ જોએ.
સમદમાદીક સાધન સદા સેવતો,
જોય સંસારને તે અસાર,

કષ્ટ ને કલેશ ને કપટનો જે ભર્યો;
શાંતિ વિશ્રાંતિનો નાશકાર.
એ તણા કઠિન બંધન થકી કાયરે,
હું છુટું એમ ઇચ્છેછ સાચે;
મનન છે શાસ્ત્રને બ્રહ્મ વિદ્યા તણું,
સંત સેવા મહી નિત્ય રાચે.
જેમ બુદ્ધિ અતી વૃદ્ધિને પામતી,
વિષયની તેમ મમતા મિટે છે;
સત્ય કોમળ દયાવાનને રૂદયમાં,
સર્વસું મૈત્રિ તેને ઘટે છે.
આત્મ પરાયણે રીજતો આપ તે,
દેવ દર્શણ મહી સુગ માને;
શુભ ઇચ્છા ખરૂં જ્ઞાનનું બીજ છે,
વૃક્ષ થઇ આપશે ફળ નિદાને.

વિચાર
બ્રહ્મ વિદ્યાજ સતશાસ્ત્રપર દ્રઢ અતી,
ભાવના બીજી ભૂમિં વધારે;
ઇંદ્રિના વિષયનો થાય વિનાશ ત્યાં,
ત્યાગ ઇચ્છા તણો થાય ત્યારે.
દંભ ને મોહ ને ગર્વ લોભાદિકો
દુર્ગુણો પામતા સહજ નાશ

ક્રોધ પણ સહજ દેખાવ દે છે નહીં,
સોહ્ય સંતોષ વીશે નિવાસ.
કામ જે જે કરે સર્વ વિચારિતે,
પ્રસન ચિત થાય છે તિર્થ સ્નાને;
બીજ રોપ્યા પછી જેમ અંકુર ફુટે,
પ્રથમ ભૂમિસું આ તે સમાને.
તનુમાનસા ત્રિજિ તે વૃક્ષની ડાળ રૂપે લહો,
થાય છે શુભ ગુણો સ્થીત તેમાં;
જોય પરદાર માતા સરીખી અને,
ધુળ રૂપ જાણ્યું પરદ્રવ્ય એમાં.
વેદ શ્રુત્રિ ધર્મ ને શાસ્ત્રના અર્થ તે,
રૂદય માંહી રૂડા થાય સ્થીત;
વૃધ્ધિ વૈરાગની, સ્થાન એકાંતને,
ઇચ્છતો, વનગુફા માંહ્ય ચિત.
માંસ, રૂધીર, ને અસ્થિનો દેહ આ,
મલિન માની ન મમતા ધરે છે;
તજિ અહંકાર, નિંદા, ધરે ધારણા,
ધર્મમાં દૃઢ સદા વીચરે છે.
સંત સેવા કરે, દમન કરી દેહને,
તે અતી ક્ષીણતાને પમાડે;

વૃત્તિ પોતાની સાચે અસંગે વળી,
નહિંજ સંસારમાં ચિત લગાડે.
મૂળ વીયોગનું નિત્ય સંયોગ છે,
તેથિ સંયોગ તે છે વિયોગ;
તે પ્રમાણે વળી ભાસતા સુખ રૂપે,
દુખદાઇ ભુંડા સર્વ ભોગ.
સર્વ આધીન હરિને દિશે સર્વદા,
સબળ સત્તા ન તેની કળાએ;
નથિજ કર્તા હું તો, નથિજ ભોકતા વળી,
લીન ચેતન તણી લેહ માંહે.
એમ તે માનતો માત્ર આકાશવત,
આતમારામ રૂપે રહયો છું;
બહુ પ્રભાવે દિપે ત્રીજી ભૂમી અવ્યા,
લહિજ તુજ લક્ષ રાજી થયો છું.

સત્વાપત્તિ ઉપલી ત્રણ અને નીચલી ત્રણ બીજી,
એમ બેને સદા જોડનારી;
ભૂમિકા ચોથિ છે, નષ્ટ અજ્ઞાન જ્યાં,
થાય છે, રૂડી એ શોભનારી.
જ્ઞાન સમ્યક અવ્યા ઉદય તહિં પામતું,
વિસ્તરી સમ બધા માંહ્ય દ્રષ્ટિ;

ભુંડી નીશાચરી કામના ત્રાસથી,
નાઠિ છે, ને લહો નવિન સૃષ્ટિ.
સૂર્યનાં કીર્ણ જ્યાં પ્રસરવા માંડતાં,
નીર ઝાકળ તણું જાય ઉડી;
ભેદનો ભાવ ત્યમ, નહીં અહીં દેખિયે,
ટળિ ગઈ ભ્રાંતિની રાત ભુંડી.
એક અભેદ આત્મા તણો ભાવ શુધ,
પ્રગટતાં વિસ્તરે છે પ્રકાશે;
વહિ ગયું સ્વપ્નવત જગત મિથ્યા હવે,
જો અવસ્થા સુષુપ્તીની ભાસે.
લાગતા સર્વ વ્યવહાર તે રસ રહિત,
લેશ નથિ મોહ કેશા તણોરે;
ભાવ દૃષ્ટા અને દૃશ્ય દર્શણ તણો,
હોય તેને અભાવજ, ગણોરે.
નાશ નિશ્ચય દિશે, કલ્પનાનો અહીં,
ભૂમિ સત્ પદંતણી પ્રાપ્તિની છે;
પુરૂષની શાંત નિર્મળ અતી તેજની,
મુર્તિ મનમોહિની સોહિની છે.
અસંશકિત પાંચમી ભૂમિકા દિવ્ય દીપે અતી,
સર્વદા વ્યાપ્ત આનંદ માંહે;

સર્વે ક્રીડા કરંતો દિશે પુરૂષ પણ,
શુન્યતા છાઇ છે રૂદય માંહે.
જેમ આકાશમાં અગણુ વ્યવહાર તો,
થાય પણ સ્પર્શ તેને નથીરે;
તેમ કેશા તણો સ્પર્શ તેને નથી,
સ્થીર દીપક સમો કહુ કથીરે.
આપ આનંદમય, અતિશ ઉંચે રહી,
જગત બળતું જુએ છે, અશોકે;
સરવ સંસારથી હું નિરાળો રહ્યો,
એમ તોએ હજુ તે વિલોકે.
પાંચ તત્વો વિશે આત્મ ભાવે લહે,
બ્રહ્મમય તેહને સર્વ ભાસે;
નથિ અહંભાવની સ્પુરણા લેશને,
એક રસરૂપ પુરૂષ પ્રકાશે
એહપદ જાણજે વાણીથી પર અલ્યા,
નામ જુદાંજુદાં છે બહુરે
એજ ચેતનપદ, બ્રહ્મપદ, આત્મપદ,
સાક્ષિપદ, કાળપદ શું કહુંરે
પ્રકૃતિપદવળી, એજ કહેવાય છે,
એજ પદ જાણુ ઇશ્વર પદેરે;

ભિતર ને બ્હાર એ શુન્ય ને પૂર્ણ છે,
પુરવના કોઈ પંડિત વદેરે.

મહાર્થભાવની ભાવ જીવત્વનો જરૂર જાતો રહે,
ભૂમિકા છઠ્ઠી છે શુભ છેક;
ઘટ અહંકારનો ફુટિગયો ને હવે,
સર્વ આકાશમય સોહ્ય એક.
જાણુ તુર્યાપદે સાક્ષિરૂપે રહ્યો,
માત્ર સ્વરૂપમાં ચેતનારે;
જિવન મુકતી તણીએ અવસ્થાદિશે,
નહિં મળે પુરણ ભાયગ વનારે.

તુર્યગા સર્વાથી શ્રેષ્ટ છે ભૂમિકા સાતમી,
માનતો આપને આતમારે;
જ્ઞાન ભૂતો તણું સરવતો ટળિ ગયું,
જ્ઞાન કંઇ પણ ન ભાસે તદારે.
ગગનવત શુંન્યતા માંહી તે સ્થીત રહ્યો,
એક અદ્વૈત કેવળ પ્રકાશે;
અનુભવી માત્ર જાણે ખરી એ સ્થીતી,
અવરને ભાન તેનું ન થાશે.
માત્ર ચિન્માત્ર તે કાળનો કાળ છે,
એક અદ્વૈત ચેતન સદાએ;

તુર્યાતીતપદ એ અનુપમ અતી,
જાણુ નિર્વાચ્ય એતો ભણાએ.

---

## હરીગીત.

પ્હેલી બિજી ને ત્રીજી ભૂમિ સેવશે મુમુક્ષુતે,
ચોથી ભૂમીકા સેવતાને બ્રહ્મવિદ તું લક્ષજે,
છે બ્રહ્મવિદવર પાંચમી ભુમી ભલીએ જે હશે,
છે બ્રહ્મવિદવરાન જન તે છઠ્ઠીમાં જઈ જે વસે,
છે બ્રહ્મ વિદવરીષ્ટ જેનું, સાતમીમાં ધામ છે,
મહિમા વડો છે અકળ તેનો, શાંતિનો વિશ્રામ છે,
એ સાત સરવે ભુમીકાનો, પ્રણુવ પ્રીછો પ્રાણુ છે,
એ પ્રણુવનું છે સ્વરૂપ અદભુત, પ્રણુવમાં નિર્વાણુ છે,

---

## દોહરો.

શિષ્ય, પ્રણુવ વિશે છે કયમ કરી, ભૂમીકા એ સાત,
વિનવું પાણી જોડી હું, સમજાવો ભલિભાત,

---

## ઝુલણા.

ગુરૂ અ, ઉ, મ, પ્રગટ અક્ષર અહ્યા પ્રણુવના,
અર્ધ માત્રા પછી સ્હોય અંતે;
સ્થૂળ ને સૂક્ષ્મ ને બીજ સાક્ષી રૂપે,

ચાર છે ઉચર્યું એમ સંતે.
સ્થૂળ તે જાગૃતિ સૂક્ષ્મ તે સ્વપ્ન છે,
બીજ સુષુપ્તિ ને સાક્ષિ તુરિયા;
જ્ઞાનીએ ફરિફિરી મનન એનું કરી,
સરવ સંશય ભુંડા શિષ્ય ચુરિયા.
જાણુ તુરિયા અવસ્થા વિશે સાત આ,
જ્ઞાનની ભૂમિકાઓ રહી છે;
પ્હેલી, બીજી, ત્રીજી, તે અકારે રહી,
ચોથી તેતો ઉકારે કહી છે.
પાંચમી છે મકારે અને છઠ્ઠી તે,
અર્દ્ધ માત્રા વિશે સ્થીત જોજે;
તેથી અતીત તે સાતમી જાણવી,
દિવ્ય અંશીજનો કોઇ ખોજે.

---

## સન્યાસાદિક વિશે.

### દોહરા

શિષ્ય. અમતો સન્યાસી અહિ એમ કહે છે એક
પરમ હંસનું અવરકો રૂપ ધરે છે છેક
એવા એવા યોગિનું, કથન થયું ન લગાર,
યોગ માર્ગ શું એમનો, જુઠો છે નિરધાર,

## ઝુલણા.

૭૩ શોધતા સર્વકો એક શીખર અદ્યા,
માર્ગમાં સ્હોય વિશ્રામ કાંઇ;
જાણુ તાત્પર્યમાં વસ્તુ તો એક પણુ,
ભિન્નતા માત્ર છે નામ માંહી,
વસ્ત્ર ભગવાં ધરે, ન્હોય સન્યાસને,
નથીજ વેરાગી તે રાખ ચોળે,
ધારી અણધુત રૂપ જગતને બહુ ઠગે,
અંતરે સ્વાર્થની વૃત્તિ ઘોળે.
નિરખતાં પંથ એ, સાત વિશ્રામ છે,
વર્ગ સપ્તક વળિ અહિં નિહાળુ;
પ્રથમ અધિકારી મે તુજને છે કહ્યો,
ભૂમિ પરિવ્રાજકે બીજી ભાળુ.
ભૂમિ ત્રીજી કુટીચકતણી છે રહી,
ચોથી તો જાણજે હંસ કેરી;
પાંચમી પરમહંસોનિ પીછાણજે,
જીવન મુક્તોની છઠ્ઠી અનેરી.
તેથિપર તે ભૂમિ સાતમી સોહ્ય છે,
અવર માર્ગે ભિન્ન નામ હોય;
એક સુરજતણાં નામ છે અગણુ પણુ,
સૂર્યને સૂચવે સરવ કોય.

પરિવ્રાજક

પ્રથમ દિક્ષા પરિવ્રાજકે થાય છે,
જાણુ સંસાર તેણે તજ્યો છે;
ઠામ ઠરવાતણો અહિં નથી કંઇ રહયો,
રઝળુનો વેશ તેણે સજ્યો છે.
ક્ષણિક સંસારમાં, દેશનાં બંધનો,
તોડિ સર્ગ સ્થળે સંચરે છે;
સૃષ્ટિમાં વ્યાપિ છે એક સત્તા સદા,
જાણિ પોતાપણું વિસરે છે.
વિવિધ રૂપો ભલે નીરખે છે બધે,
સ્થૂળ તે, સ્થાવરે જંગમેરે;
અંતરે ગુપત જે તત્વ તે એક છે,
કાળ એ મનનમાં નિર્ગમેરે.
ગર્ભવાસે રહ્યા, ભય અતિશય અલ્યા,
સ્વર્ગમાંહી નથી સ્થાઈ સ્થીતી;
ક્ષીણ સત્કર્મનું બળ થતાં પુનરપી,
જન્મની આવિને ઉભી ભીતી.
આશ્રમોથી ગયો પાર એતો હવે,
કામના મન થકી દુર ત્યાગી;
હોય નિસ્સંગ ને કર્મ બંધન ટળ્યું,
માત્ર પરહીતમાં નીત્ય રાગી.

પાળતો તે પવિત્રાઇને પ્રીતથી,
છાઇ વૃત્તિ ઉદાસીનતાની;
યોગ અભ્યાસમાં નિત્ય પ્રવૃત્ત છે,
દીપતી કાંતિ ગંભીરતાની.
એમ પર્યટનરે કરિ કરિ પૃથ્વિમાં,
ભૂમિકા ઉંચીએ તે ચઢેરે;
સમયને સાધતો, પર્ણકુટી રચે,
વાસ વસવા હવે એ ગઢેરે.
થાયછે અહિં અલ્પા પ્રાપ્તિ સીદ્ધીતણી,
કુંડલિની તણી જાગૃતિરે;
સ્થૂળ ને સૂક્ષ્મ શરીરથી મનુષને,
કામ કરવાનું તો છે અતીરે;
પંખિ જયમ પાંખ ફફડાવિ ઉંચે ઉડે,
તેમ ઉડવાની શકતી મળીરે.
વાયુ રૂપે બની અવર લોકોતણા,
દર્શણે પામતો તે રળીરે;
દેવ લોકોતણી ગુહ્ય છે વાણિ પણ,
વાણિ તે યોગિ આ સાંભળે છે;
વણ પ્રયાસે ખરૂં સમજી તે જાય છે,
કીડી અંતર વિશે શું કળે છે.
અવર લોકોતણા અનુભવો મેળવી,

કામ પૃથ્વી તળે તે કરે છે;
સ્વાર્થની વૃત્તિનું લેશ લેપન થતાં,
વામ પથમાં નિચે તે ગરે છે.
સ્વાર્થને છાંડીને, જગતહિત કાર્યમાં,
જે મચે તે અતિ ભાગ્યશાળી;
લાગિ તેને રહી, જાણુ નિશ્ચય કરી,
પરમ પદ કેરિ તે સાચી તાળી.

હંસ

પંખી ઉંચે અહ્યા એમ તે ઉડતાં,
પાંચમી ભુમીકા જાય પોતે;
જયાં અનુભવ ખરો થાય છે તે તણો,
વ્યર્થ જેને અહીં કંઇક ગોતે.
દ્વેષ ઈર્ષા અને રાગ શોળઈ ગયાં,
કામના પાર તેતો થયોરે;
કો ન અધ્યાત્મિકાપણુ રહી કામના,
ઐકયતામાં ઉંચે તે ગયોરે.
સર્વ ભુતોતણોં સત્ય સન્મિત્ર તે,
પ્રેમ કરૂણાં સદા તે પ્રસારે;
મંત્ર સોહંતણું, તત્વ તે અનુભવે,
હંસ પદ પામિ તેમાં વિહારે.
જે ઉંચી ભુમીએ તે રહયો ભુમી તે,
અગણ્ શાકતતણું ગહન ધામ;

ઉતરે ત્યાંથિ બળ મનુષ લોકે ઘણું,
થાય અણુધારિયાં તેથિ કાગ.
કાષ્ટ મહિ અગ્નિને તલ મહી તેલત્યમ,
વ્યાપ્ત છે હંસથી સર્વ અંગ;
શુદ્ધ ત્રીમાત્ર પોતે હું તો સર્વદા,
સોહ્ય છે લીન એ ધ્યાન સંગ.
તે મૂળાધારથી બ્રહ્મ રંધ્રજ સુધી,
નાદ અનહદ અનુપમ ભર્યો છે;
શુદ્ધ સ્ટાફિક સમજ્યોત જળહળાતણો,
અંતરે તો અનુભવ કર્યો છે.
રૂપનાં મોહને દુર છે છાંડીયો,
અરૂપ થાવા તણી પ્રગટી ઇચ્છા;
છે અવિદ્યાતણો નાશ તો સમુળરે,
ઘાટ જેનાં જુઠા સર્વ પ્રીછય:.

પરમહંસ સર્વ આચાર અવ્યકત તેના લહ્યા,
છે અનુન્મત તે યોગી સાચે;
તોય ઉન્મત સમ આચરણ તે તણાં,
જોઇ સંસારી સર્વત્ર રાચે.

બ્રહ્મ અનુભવમહીં ચિત્ત વિશ્રાંત છે,
પરમ પવીત્ર તે દિવ્ય સુરતી;

પ્રાણુ મન દેહના દ્વંદ ભાવોતણી,
જોઇ લવલેશ તેમાં ન સ્ફુરતી.
દુઃખ સુખ માન અપમાનની ઉર્મીઓ,
કામ મદ મોહ ને ક્રોધ લોભ;
દ્વેષ મત્સર અને ગર્વ નિંદાદિ તે,
નાશ પામ્યાં નથી ચિત્ત ક્ષોભ.
છે જુઠા જ્ઞાનના હેતુ નિવૃત્ત ને,
દેહ પણ સબ સરીખી દિશે છે;
શાંત વિજ્ઞાન ઘન, નિત્ય આનંદમય;
એક અદ્વૈત જ્યોતિલસે છે.
બહુ ઉંચી ટોચપર તે રહયો આપપણુ,
ઉંચ નિચની જરા નથી મતીરે
એક રૂપ સર્વ તેને મને છે રહ્યું,
ભિન્ન ભાવનિ તહીં કહીં ગતીરે
આભ છોને પડે પૃથ્વી ફાટે ભલે,
નથિજ દરકાર તેની કશીરે
સર્વ રૂપાંતરો નવ નવી વ્યકતિ છે,
તત્વની વાત અંતર વશીરે
વ્યાપ્ત છે દ્રષ્ટિ ને શ્રવણુ આદી બધે,
વસ્તુ તેને નથી કશિ અજાણી

સ્થીત તે મધ્ય તે, નિત્ય અવિનાશિને,
સત્ય અવિકારી ને જે પુરાણી.
એ પરમહંસ ને એજ અરહત અહ્યા,
બૌધ ધર્મે કહ્યા તેજ એ છે
તે હું તે હું લહે મંત્ર સોહંજપી
હંસ તે, હંસથી પાર તે છે
જીવંન મુકત—શીખવાનું બધું સર્વ શીખી રહયો,
પામિયો સર્વ વિદ્યા અશેખ
છેક અભ્યંતરે નિકટ આવી ઉભો.
થાય જયનાદ ધન ભાગ્ય રેખ.
પાદ પડતાં ધ્વની થાય કે શીઘ્રરે,
ઉઘડી જાય છે દ્વાર તાંહે;
ઉમરા પાર અભ્યંતરે પેશતાં,
તે જિવન મુકિત મૂર્તી સુહાએ.
છઠી આ ભૂમિકા, કેમ વર્ણન કરૂં,
સાતમી જાણુજે તેથિ પાર;
જિવન મુકતો કંઇક સાતમી ભૂમીએ,
નહિ જતાં થોભતા આજ ઠાર
તેજમાં તેજરે ભળિ જતાં જગતનો,
સર્વ સંબંધ જાતો રહે છે.
સાતમી ભૂમિના શ્રેષ્ટ આનંદનો,

એકલા નહિ અનુભવ ચહે છે;
વિશ્વ સહુ ટળવળે, આથડે ને પડે,
શબ્દ દુખના અતી ગગન ગાજે;
કેમ પડતા મુકી એ બધા બંધુને,
સાતમી ભૂમિમાં જાવું છાજે.
એમ વિચારતાં, ભોગ નિજ આપતા,
અતિ દયા દીલમાં ઉભરાએ;
હાથ લાંબો કરી મદદ વિસ્તારીને,
લાવું તેને ઉંચી ભૂમિકાએ;
ગુરૂ વિના કેમ સડવા દઉં અવરને,
તેમનું હીત તે હિત અમારૂં.
ફરિ ફરિ અવતરી બોધ આપી વડો,
દોરિ સન્માર્ગ એને ઉગારૂં;
દિવ્ય અદ્ભુત કરૂણા તણી મૂર્તી એ,
કયમ કરી ગુણુ તેના વખાણું.
મનન કરતાં બનુ મોહમાં લીન હું,
શુન્યતામાં નહીં શબ્દ જાણું;
ધન્ય એ ધન્ય એ શરદ રૂતુ તણો,
જે કળા સોળનો નવિન આતો.
શુદ્ધને નિષ્કલંકી અમીઝર વડો,
તમ વિદારણુ શશી ઉદય થાતો;

ધન્ય છે ધન્ય છે જનુનિ પૃથ્વી તને,
રત્ન આવું અનુપમ જણીરે.
પુરણ પ્રતાપી આ પુત્રને પોષતાં,
વિસ્તરી કીર્તી તારી ઘણીરે;
ધન્ય તે દેશને ધન્ય તે છે પ્રજા,
નહિં ઉગે સૂર્ય એવા પ્રતાપી;
ધન્ય નરનાર તે પુરૂષ એવા તણાં,
માતપીતાં થયાં જન્મ આપી.
વિસ્તાર્યો હર્ષત્રણ લોકમાં અતિ ઘણો,
પરમ પુરૂષાર્થ જયાં છે સધાયો;
તાર્યું નિજ કુળને તારશે અવરને,
એમ સર્વત્ર યશ છે ગવાયો.

---

### દોહરો.

શિષ્ય શ્રવણ કરીને સર્વઆ, નજર ઠરે ન લગાર
પંથ વિકટ છે અતી ઘણો, પામે કોઈક પાર

---

### ઝુલણા.

ગુરૂ જાણુ તરવારની ધારપર ચાલવું,
પંથ છે વિકટ સાચે અતીરે;
જિવન જુઠા તણો મોહ જે છોડશે,

તે તણી થાય ત્યાં તોગત્તીરે
પંથ વીકટ ઘણો, શ્રમ અસીમા વળી,
લેશ સંશય નથી ભાઇ એમાં;
લાભ પણ તે પ્રમાણે અતી શ્રેષ્ઠ છે,
નથિજ તુલના લહી જેની કેમાં.
સાર નથિ આળસે જાણ નિશ્ચય કરી,
જાણ આળસ સદા દુઃખદાઇ;
આજકે કાલકે કોઇ દિન પણ ખરે,
માર્ગતો કાપવો છેજ ભાઇ.
છુટકારો નથી કામ કીધા વિના,
શિદ પછી કામને નાખિ મુકો;
સમય સુવર્ણસમ શિઘ્ર વહિ જાય છે,
શિદ વિલંબેથિ નિજહીત ચુકો;
કાર્ય વ્હેલું થતાં લાભ વ્હેલા થશે,
બુધ્ધિથી એમ લેવું વીચારી.
ઉઠી પગ માંડીને પંથને કાપતાં,
હોય વિશ્રાંતિની વ્હેલી વારી;
જેમ ઉપચાર વ્હેલા કરે માનવી,
વ્યાધિને શિઘ્ર મિટાડવાને.
સેવશે કોણ આળસ્યને મુરખ પણ,
શરિર વિશેષ બીગાડવાને;

તેમ અંતર તણા દુષ્ટ વિકાર છે,
માનવીને અતી દુઃખકારી;
કરી ત્વરા શોધવા શ્રીગુરૂ વૈદ્યને,
ઔષધી જે દિયે ગુણકારી.
જન્મ જન્મો તણાં દુઃખ તે મીટશે,
ફીટશે ભીતી જમદુતનીરે;
છેક અજ્ઞાનિ વીલંબ એમાં કરે,
ચુકશે પળ પરમ હીતનીરે;
છાંડિ વીલંબ ધરિ હામ ઉત્સાહને,
પરમ પુરૂષાર્થને સાધ હાવે;
પરમપદ પામતાં યશ વધો તાયરો,
આપું આશીશ હું શુદ્ધ ભાવે.

---

## ૫૪.

(કામણુ દીશે છે અલબેલા તારી આંખમાંજો—રાગ.)

હુંને તાર તાર તું જીવડા હુંને તાર તુંજો,
ઇચ્છે હુંને તારવા તો તો હુંને માર તુંજો ॥ ટેક.
હુંને મદ મસ્તીથી ભરતો,
શકિત હિણુ તું હુંને કરતો;
હુંને લુંટી હુંને નહિ શણુગારતુંજો. ॥ હુંને.
હુંને પોષી વવિધ પ્રકારે,

હુંને રીબી ભુખથી મારે;
હત્યારો હુંનો થાએ નિરધાર તું જો. ॥ હુંને.
હું હું મોટે જેમ બરાડે,
હુંના શબ્દો મંદ પમાડે;
કરે અંતરે અંતે તે સુનકાર તું જો. ॥ હુંને.
હુંને જેમ વિશેષ પ્રકાશે,
હું ઝાંખો ત્યમ અધીક થાશે;
ખોશે હુંને કરી તિમિર અપાર તું જો. ॥ હુંને.
હુંનો દીશે હું બહુ વેરી,
સ્હોડ લીધી તેં વેરી કેરી;
નિજ પગમાંહી નહી કુહાડી માર તું જો. ॥ હુંને.
જ્યમ બળ વૃદ્ધિ હુંની થાએ,
ત્યમ નિશ્ચય હું બહું ગુંગળાએ;
ભારે પાશાણોનો ગુંથે હાર તું જો. ॥ હુંને.
દુસ્તર ભવનિધિ છે તરવાનો,
ઉપાય માંડયો શું મરવાનો;
પાર જવું છે એ તો કંઈ વિચાર તું જો. ॥ હુંને.
માટે માન શીખામણુ મારી,
નાખ ધુતારા હુંને મારીં;
આનંદે હુંમાં અંતે વિહાર તું જો. ॥ હુંને.

## પદ.

( કોણુ જાવે બ્રીજમે દધી બેચન—એ રાગ. )

શંકર શંકર તમપદ પંકજ,
વંદુ વંદુ શીર નામી હો. ॥ ટેક.
પરમ તેજસ્વિ શાંત સ્વરૂપની,
મૂર્તી શું સોહ્ય લગામી હો. ॥ શંકર.
પુલે પુલે ખૂબ અંતર પુલે,
ઉપાધી સરવ વિરામી હો. ॥ શંકર.
સુવરણ સરખાં કિરણુ પ્રસરતાં,
શાંતિ શિતળ શુભ જામી હો. ॥ શંકર.
જયમ જયમ લોચન ચોંટે અધિક ત્યમ,
મૂર્તી ખિલે બહુ સામી હો. ॥ શંકર.
ક્રીયા રહિત મંન ઇંદ્રિ સકળ છે,
દેહ જાતી લય પામી હો. ॥ શંકર.
અગાધ તેજના સિંધુની મધ્યે,
બુડયો હું વિશ્વને વામીહો. ॥ શંકર.
જય જય શંકર આનંદ રૂપ હું,
સોહું ચરણુને પામી હો. ॥ શંકર.

---

## પદ.

જનની જીવોરે ગોપીચંદની—એ રાગ.

અલખ નીરંજન જોગીઆ,
મુને ભુરકિ તેં નાખીજી;
સંસાર સરવની જુઠી આ,
આધી માયાને નાખીજી. ટેક.

તેજસ્વિ તુજ જટા જુટથી,
મોહ્યો મોહ્યો હું મોહ્યોજી;
તેજ અલૌકિક વદનનું,
પ્રાણ તહિં મુજ પ્રોયોજી. ॥ અલખ.

બીજનો ચંદ્ર ત્રીપુંડ્ર, છે,
મોહ બાણ શું તાણ્યુંજી;
કોરી કાળજ દૃઢ ચોંટીયું,
તોએ સુખકર જાણ્યુંજી. ॥ અલખ.

વ્યાપ્યું છે તેજ દશે દિશા,
રોમ રોમ તે વ્યાપ્યુંજી;
અંધારૂં ગાઢું અંતરતણું,
મારૂં સહજમાં કાપ્યુંજી. ॥ અલખ.

તેજ તરંગ શું નયનનાં,
રસ સિંધુ વિરાજેજી;
ચંચળ તેમાં નિમજ્જને,
થયું તન લઘુ આજેજી. ॥ અલખ॥

દિવ્ય વીભુતીથી દિવ્ય આ,
તન કાંતિ શું સોહીજી;
દિવ્ય સુગંધીત ઓજની,
લ્હેરે ઇંદ્રિઓ મોહીજી. ॥ અલખ.

દિવ્ય માળા શુભ વર્ણની,
કંઠે ચંચળ ધારીજી;
મોહનો પાસ સાક્ષાત શું,
નિત્ય જયનો વિહારીજી. ॥ અલખ.

તેજનાં પાત્ર શું લોચને,
અતી સ્થિર ચળકારીજી;
જોતાં તે નહિજ જોવાયરે,
નાખે ભાન વિસારીજી. ॥ અલખ.

કાંતી કૃપામય છાઇ છે,
લાગે અંતર માંહીજી;
મધુર કોમળ તુજ હાસ્યમાં,
લીલા અદ્ભુત છાઈજી. ॥ અલખ.

મૌન્ય તે જોને ધર્યું મુખે,
તોએ આમ શું થાએજી;
અમૃતમય વેણુ ગુપત હું,
શુણું અંતર માંહેજી. ॥ અલખ.

દિવ્ય ત્રિશુળ કર શોભતું,
ભકત રક્ષણુ કાજેજી;
કર આ અવર વરદાઇ તે,
ઉંચી ફેણુ વિરાજેજી. ॥ અલખ.

તેજસ્વિ ચરણુ સરોજમાં,
શીશ નામું હું નામુંજી.
ભકિત અચળ ચિતમાં વસી,
જાણ્યું જગને નકામુંજી. ॥ અલખ.

---

શાંતિઃ શાંતિઃ વિસ્તરો શાંતિ સંઘે,
ત્રીલોકી તે રીજલ્લે પ્રેમ બંધે;
દીર્ઘાયુ ને સર્વ ધર્મિષ્ટ થાઓ,
શ્રી શંભુનાં કીર્તને વિશ્વ છાઓ.

ओम्. शांति : शांति : शांति :

સમાપ્ત.

